ॐ

# સિદ્ધપુર ક્ષેત્ર મહાત્મ.

સંશોધન કર્ત્તા.

શાસ્ત્રી. બાળાશંકર મગનલાલ પંડયા.

મુકામ—કલોલ.

જન સમુહના હિતાર્થે રચી છપાવી પ્રસિદ્ધ કર્તા

ભાઇલાલભાઇ દેશાઇભાઇ. પટેલ

આબકારી. સબ. ઇન્સપેક્ટર. હાલ મુકામ કલોલ.

બાદરણ, નિવાસી.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

---



---

અમદાવાદમાં પાનકોરના નાકે મનહર પ્રિન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપ્યું

સંવત ૧૯૬૭. સને ૧૯૧૦



કીમત રૂ. ૦—૪—૦

# પ્રસ્તાવના





સિધ્ધપુર એ હિંદુઓનું પવિત્ર અને મોક્ષ આપનાર સ્થાન છે. ગરીબ તેમજ શ્રીમંત લોકો માતૃ શ્રાધ કરવા યાતો યાત્રા અર્થે ઘણા આવે છે, પણ યાત્રાનું મહાત્મ શું છે અને કયા દેવ શા કારણથી આવેલા છે તે જાણી યાત્રા કરવાથી મહાન ફળ મળે છે તેવા પુસ્તકની તપાસ કરતાં ખોટ જણાયે અમોએ ઘણી શોધ ખોળ કરી પણ મળ્યુ નહિ. ફકત એક નાનું પુસ્તક સિધ્ધપુર મહાત્મ નામનું અમારા જોવામાં આવ્યું તે મનન કરતાં યાત્રાળુઓને જોઇતી માહીતિ પુરી પાડી શકે તેમ ન જણાયે અમારા વિચાર કેટલાક વિદ્વન શાસ્ત્રીઓને જણાવતાં કશોલના શાસ્ત્રી બાલાશંકર મગનલાલ પંડયાએ ઘણો પ્રયાસ કરી શ્રીમદ્ ભાગવત, બ્રહ્મ વૈવર્ત, પદમ પુરાણ, સરસ્વતિ મહાત્મ વિગેરે ગ્રંથો ઉપરથી હકીકત તૈયાર કરી અમોને બતાવ્યું, તેને તપાસી જોતાં તે છપાવી તૈયાર કરવાથી જન સમુહને ઘણુ ઉપયોગી થઈ પડશે; એમ જણાયે તેની ગોઠવણી કરી છપાવી સુજ્ઞ બંધુઓ આગળ રજુ કરી છે.

આ પુસ્તક કેટલાંક કારણોથી ઘણી ઉતાવળે છપાવી સંવત ૧૯૬૭ ના કાર્તિક સુદી ૧૧ ને રવિવારે બહાર પાડયું છે તેમાં ભૂલચૂક અથવા તો વાકય રચના તેમજ હ્રસ્વ દીર્ઘની ખામી હોય તો સુધારી વાંચવા કૃપા કરશો એવી લેખકની વિજ્ઞપ્તિ છે.

# અનુક્રમણિકા.

---

ૐ

# સિદ્ધપુર ક્ષેત્ર મહાત્મ્ય.

## ૧ સિદ્ધપુરનું વર્ણન.

સિદ્ધપુર, આ જગપ્રસિદ્ધ શહેર રજપુતાના, માળવા રેલવેના પાલનપુર સ્ટેશનથી અમદાવાદ જતાં ઘણું નજીકમાં પ્રાચી સરસ્વતિના કિનારે જગ પ્રસિધ્ધ છે. આ શહેરનું નામ પ્રથમ સિધ્ધ ક્ષેત્ર અથવા શ્રીસ્થળ હતું એમ શ્રીમદ્ ભાગવત વગેરે ગ્રંથોથી જણાય છે, સિધ્ધ કહેતાં પવિત્રને શ્રી એટલે પણ કલ્યાણકારી એટલે પવિત્રને કલ્યાણ-કારી જગોના નામ ઉપરથી સિધ્ધ ક્ષેત્ર અગર શ્રી સ્થળ પડેલું જણાય છે, આ શહેરમાં પ્રથમ બ્રાહ્મણોની વસ્તી નહી હોવાથી મુળરાજ સોલંકીએ ઉત્તરમાંથી ઘણા બ્રાહ્મણોને જાગીરો વગેરે આપી વસાવ્યા, તેમના વખતમાં ઘણા ભાગે બ્રાહ્મણોનીજ વસ્તી હોવાનું અનુમાન જાય છે.

સિદ્ધરાજ જયસિંહના વખતમાં તેમનું નામ રાખવા સારૂ સિધ્ધપુર એવું નામ પાડયું. એમ પણ પુસ્તકો ઉપરથી જણાયછે. પણ એટલું તો નકકીજ છે કે તેનો પહેલો શબ્દ જે સિધ્ધ તેમાં કંઇ પણ ફેરફાર થયો નથી.

આ શહેરમાં ઘણા બ્રાહ્મણોની વસ્તી હતી એમ હાલના સિ-દ્ધપુર નિવાસી મુસલમાન વહોરાની અટકો ઉપરથી જણાય છે. કારણ

એ અટકોમાં વ્યાસ, ભટ્ટ વિગેરે બ્રાહ્મણોની અટકો જેવી તેમની અટકો છે. કહે કે ધર્મોધ અલાઉદ્દીનખુની જ્યારે દિલ્લી પતિ થયો ત્યારે તે હિંદુઓને વટલાવા મંડયો, અને તે જ્યારે ફરતો ફરતો આ શહેરમાં આવ્યો ત્યારે ઘણા બ્રાહ્મણોને વટલાવી રૂદ્રમાહાલય તોડયો હતો. તે વખતથી આ વહોરા લોકોની વસતિનો ભાગ હોવાનું જણાય છે. રૂદ્રમહાલયનો ટુંક ઇતિહાસ ઇલાયદો આવ્યો છે. શહેરની અંદરની વહોરવાડમાં વહોરા લોકોનાં મોટાં ભવ્ય ને તે મુંબાઈ નગરીને યાદ કરાવે તેવા મકાનો છે, વિશેષમાં સ્ટેશન નજીકના ભાગમાં હાલ થોડા મુદતમાં મુબઇના ધનાઢ્યના જેવા ને મોટા ભવ્ય બંગલા તેમણે બાંધેલા છે.

આ લોકોનો ઘણો ભાગ પરદેશમાં રહી મોટો વેપાર ખેડે છે.

વોરા સિવાય બીજી વસ્તીમાં મુખ્ય આપણા પરમ પૂજ્ય ભુદેવો ( બ્રાહ્મણો ) છે. તેમાં કેટલાક વેપારને કેટલાક નોકરી કરે છે, પણ ઘણો ભાગ ગોરપદુ કરનારનો છે. આ લોકોએ પોતાના યજમાનનાં ગાંમો નક્કી કરેલાં છે. યાત્રાળુની તેઓ પોતાના ચોપડામાં નોધ રાખે છે. અને તે નવીન આવનાર યાત્રળુની દેખરેખ રાખી યજમાન વૃત્તિ કરી પોતાનો નિરવાહ કરે છે.

યાત્રાળુની સામા પણ પોતાના ચોપડા લેઈ સ્ટેશન ઉપર આવે છે. અને તે યાત્રાળુ સજ્જનનું ગામ ને જાત પૂછી પોતાના ચોપડામાં તે ગામનું તથા જાતનું કોઇ આવેલું હોય તેનું નામ બોલે છે. નામ નીકળ્યા પછી બીજાને ત્યાં તે જવા દેતા નથી તેમ બીજા ભેઇ પણ જતા નથી.

ગોર લોકો ઉતારાની તથા પાથરણાની ને વાસણ કુસણ વગે-

રેની સગવડ કરી આપે છે. તેમ યાત્રાળુ સાથે રહી બધાં તિર્થોની માહિતી આપી યાત્રાળુને રસોઈ કરવી હોય તો તે પણ તે કરી આપે છે એટલે કોઈ પ્રકારની યાત્રાએ આવનાર રાજજનને હરકત પડતી નથી.

આ શહેરની વસ્તી ઘણી ઘીચ અને રસ્તા તથા બજાર ઘણાં સાંકડાં છે, તેથી મેળાના વખતે ઘણી ગરદી થાય છે આવા વખતે પોતાના દરદાગીના, પૈસા ટકા, અગર જણસભાવ સાચવી ઘણી સાવચેતીથી રહેવું એ હિતાવ છે. માટે સરસ્વતિ કિનારે સ્નાન કરતી વખતે પણ પોતાનાં લુગડાં લત્તાં સંભાળી સ્નાન કરવું.

આ શહેરમાં વરાળયંત્રથી ચાલતાં બે કારખાનાં છે એક દીવેલ કાઢવાનુંછે અને બીજું કપાસમાંથી રૂ કાઢી સુતર કરવાનુંછે.

શહેરમાં સ્ટેશન નજીક એક સરકારી ધર્મશાળા છે. તેમ સરસ્વતિ કિનારે તથા ગામમાં ને બિંદુ સરોવરના માર્ગ ઉપર પણ ધર્મશાળાઓ છે. તથા કેટલીક જગ્યાએ ધાર્મિક લોકો તરફથી સદાવ્રતો પણ અપાય છે.

શહેરથી બાહેર બિંદુસરોવર તરફ જતાં રસ્તામાં તથા બીજી બાજુએ વોહોરા તથા હિંદુ લોકોના બગીચા ને બંગલા બાંધેલા છે.

એકંદર શહેરની બાંધણી ઘણી સારી ને જોનારના મનને આનંદ પમાડે તેવી છે.

ગામમાં સુધરાઇ, વહીવટદાર, મુનસફ, માજીસ્ત્રેટ, ફોજદાર, વગેરેની કચેરીઓ તથા દવાખાનું અને ઈંગ્રેજી, ગુજરાતી, તથા પાઠશાળા, ઉર્દુશાળા વગેરે શાળાઓ છે.

આ સિવાય ખાનગી દવાખાનાંછે, અને વળી વૈદ્યો તથા વોરા

લોકોનું બંધાવેલું એક મોટું દવાખાનું પણ છે. આ દવાખાના અંદર એક ડાકટરને નર્સ વેરા લોકો પોતાના ખાનગી રાખી દવાઓ પણ ખાનગી રીતે ફંડમાંથી મંગાવી ગરીબોને અપાવે છે.

આ શહેરની અંદર, ગોવિંદ, માધવનું, રણછોડજીનુ, સરસ્વતીજીનું તથા સત્યનારાયણનું, સહસ્ત્રકલા માતાજીનું, શામજી, સ્વામીનારાયણનું, ગોસાઇજી મહારાજનું, કપીલ મુનીનું, લક્ષ્મીનારાયણનું ગોપીનાથનું, ગોવરધનનાથનું, રઘુનાથનું, ગણપતિનું, બ્રહ્માંડેશ્વર અરવડેશ્વર મહાદેવનું, વાલકેશ્વર મહાદેવનું, સિધ્ધનાથ મહાદેવનું, અને છબીલા હનુમાન વગેરેનુંછે. વળી સરસ્વતિ કિનારે મોક્ષ પીપળોછે. બિંદુસરોવર, અલ્પસરોવર, જ્ઞાન વાપી એ નામના ત્રણ તલાવો છે અને તે સિવાય મમ્બાદેવી, મહાપ્રભુજીની બેઠક વગેરે મંદિરો છે.

સિધ્ધપુરમાં હમેશાં યાત્રાળુઓ યાત્રાર્થે આવે છે. પણ વરસમાં મુખ્ય ચાર વખત યાત્રાળુના મેળા થાય છે.

એક કાર્તકી પૂનમે બીજો આસો સુદ ૧૫ પૂનમે ત્રીજો શ્રાવણ વદ ૮ મે ને ચોથો શ્રાવણ માસના દરેક સોમવારે ભરાય છે, તેમાં મુખ્ય મેળો કાર્તકીપૂનેમનો છે.

ત્રિસીષ્ટ પંચાયત તરફથી થોડી મુદતથી મ્યુનિસિપાલેટીના ખર્ચના નિભાવ સારૂ દરેક યાત્રાળુ પાસેથી એક આનો કર તરીકે લેવાય છે.



# શ્રી સરસ્વતિમહાત્મ.

પ્રાચી સરસ્વતિ એ નદી રૂપે છે અને તેને કન્યાકુમારી પણ કહે છે. આ નદી આરાસુરના પર્વતમાંથી નિકળી શ્રી અંબિકાજીથી ત્રણ માઇલને આશરે જ્યાં શ્રી કોટેશ્વર મહાદેવ છે, ત્યા આગળ એક કુંડ બાંધેલો છે, તે કુંડ ઉપર એક ગૌમુખછે, અને તે ગૌમુખમાંથી સરસ્વતિ કુંડમાં પડે છે, કુંડમાંથી છલાઇ પોતાની મેળે મહાદેવના દેવળ આગળ થઇ નીચે પડે છે, ત્યાંથી થોડે દુર એક મહાદેવનું દેવળ છે ત્યાં અદૃશ થાય છે, વળી આગળ દેખાય છે એ પ્રમાણે ચાલી ઠેઠ સિદ્ધપુર સુધી આવતાં પશ્ચિમમાંથી પૂર્વ તરફ વહે છે. પશ્ચિમથી પૂર્વ વહેતા પાણીમાં નહાવાનુ ઘણું મહાત્મ છે અને તે થીજ કાશી અયોધ્યા કરતાં પણ આ સ્થળ શ્રેષ્ટ માનેલું છે.

એક વખતે નારદે નારાયણને પ્રશ્ન પૂછયો ને તેનો ખુલાસો નારાયણે કર્યો.

नारद, ब्रह्मवैवर्तपुराणे पृकृति खंडे अध्याय ६

कथं सरस्वति देवि गंगाशापेन भारते ।।

कलया कलेहे नैव बभूव पुण्यदा सरित् ।।

પૂર્વે સરસ્વતિ દેવી જનસમુહના કલ્યાણાર્થે પૃથ્વીના વિષે શ્રી ગંગાજીના શ્રાપ થકી ઉત્પન્ન થઇ વહેવા લાગ્યાં.

નારદજી પરમાત્માને પુછે છે કે હે પ્રભો પ્રથમ સરસ્વતિ દેવી ગંગાજીના શ્રાપથી કેવા કારણને લીધે ઉત્પન્ન થયાં તે કૃપા કરી કહો.

नारायण उवाच

लक्ष्मी सरस्वति गंगा तिस्रोभार्या हरेरपि ॥

प्रेम्णा समास्तास्तिष्टन्ति सततं हरि सन्निद्धै ॥

ત્યારે પરમાત્મા કહેવા લાગ્યા કે હે નારદ ?

સરસ્વતિ, લક્ષ્મી અને ગંગા એ મારી અર્ધાંગનાઓ હોવાથી ઘણા પ્રેમ સાથે મારા સન્મુખ હમેશાં રહેલી હતી એક વખતે.

विष्णुर्जहासतद्वक्रं निरीक्ष्यंच क्षणंमुदा ॥

क्षमांचकारतद्दष्ट्वा लक्ष्मी नैव सरस्वति ॥

ગંગાજી મારી સાથે હાસ્ય કરવા લાગ્યાં તે જોઇને લક્ષ્મી તથા સરસ્વતિને ઈર્ષા થઈ તે જોઇ મારા મનમાં લક્ષ્મી ને સરસ્વતિને અહીંથી દુર કરવાં. એવો વિચાર થયો.

इत्येवं मुक्ता सादेवी वाण्यै शापं ददाविति ॥

सरित्स्वरूपाभवतु सायात्वांच सशापहः ॥

હું કે જે વિષ્ણુનો વિચાર ગંગાજીએ જાણીને કહ્યું કે તમો બન્ને જણ જળ રૂપ થઇ જાવ એમ શ્રાપ આપ્યો.

भारतीयातु कलया सरिद्रूपाचभारतम् ॥

अर्द्धांशा ब्रह्मसदनं स्वयंतिष्ठंतुमदगृहे ॥

ને તેજ પ્રમાણે મારી પણ ઇચ્છા ભારત ભૂમીના વિષે મોકલવા થવાથી તેમણે ભારતભૂમીના વિષે જળરૂપ થઇ નદીની માફક વહન કરવા કહ્યું.

( ब्रह्मवैवतपुराणे षष्टीखंडे अध्याय ६ )

तीर्थानांप्रवरं तीर्थं पृथिव्यामिहमन्यते ॥

नास्मात् परंपुण्य तीर्थं लोके पुनरुपपठ्यते ॥

હે નારદ ! પૃથ્વિના વિષે અનેક તીર્થો છે તેમાં આ કરતાં બીજું એક શ્રેષ્ટ હોવાનું જણાતું નથી.

वप्रस्तंबातसुविपुला प्रवृत्ताचोत्तरामुखी ॥

गत्वाततोनातिदूरात् पुन्ययांतिपरान्मुखी ॥

ततःप्रभाति सादेवी प्रसन्ना प्रकटास्थिता ॥

સરસ્વતિ પ્રથમ પ્રગટ થઇ ઉતર ભણી ચાલી. કેટલાક દુર ગયા બાદ પૂર્વ મુખે થઈ ને પોતાનું સ્વરૂપ બતાવ્યું.

अन्तर्ध्यानं परित्यज्य प्राणिनामनुकम्पया ॥

कनकासुप्रभाचैव नन्दाप्राची सरस्वती ॥

सष्टीखंडे ॥ ब्रह्मवै

અને પોતે જે અંતરધ્યાન હતાં તે પ્રાણીયો ઉપર દયા કરવાના હેતુથી પોતાના સોના સરખા પ્રભાવ વાળાં સરસ્વતિ વહેવા લાગ્યાં.

पाञ्च नद्यः सरस्वती मपियन्ति सस्रोतसः ॥

सरस्वतितु पञ्चधा सोदेशे ऽभ वत्सरित् ॥

यजुर्वेदसंहिता अ. ३४

પ્રથમ સરસ્વતિ પાંચ રૂપે પ્રગટ થયાં, અને તે પાંચ દેશના વિષે વહેવા લાગ્યાં.

रुद्रावर्ते कुरुक्षेत्रे पुष्करे श्रीस्थलेस्तथा ॥
प्रभासे पचमेतीर्थे पंचप्राचीस्मराम्यहम् ॥ भारते

તેઓનું એક સ્વરૂપ, રૂદ્રા વૃતમાં બીજુ કુરૂક્ષેત્રમાં ને ત્રીજુ પુષ્કરરાજ્યમાં તથા ચોથુ સિદ્ધક્ષેત્રમાં ને પાંચમુ પ્રભાસમાં છે, આ રીતે પ્રાચી સરસ્વતિ રૂપે તેમણે દર્શન આપ્યાં.

सरस्वतिमहापूण्या -हृदितिर्थानिशालिनी ॥
संसेवितामुनिभिः सिध्धेश्चापि समंततः ॥
॥ महाभारते ॥ अध्याय ९ वनपर्व ॥

હે નારદ ? આ સરસ્વતિ યશ અને પુન્ય કારક છે કારણુ તેના હૃદયના વિષે ઘણાં તીર્થો રહેલાં છે. અને સિદ્ધ મુનીઓ એ જેની સેવા કરેલી છે એવાં.

प्राचीसरस्वतीयत्र नरोकिंमृग्यते परम् ॥
तस्यांस्नानात्फलंतृप्त्यैतपोयज्ञादि लक्षणम ॥

पद्मपुराणे

સરસ્વતિના કિનારે જે શજ્જનો રહી સ્નાન કરે છે. તેમને બીજા તીર્થો ખોળવાની જરૂર નથી કારણુ ( સરસ્વતિ ) તપ, યજ્ઞ, વિગરેની વૃદ્ધિ કરવા વાળાં છે.

मंदाकीनि मुदिस्यंति स्थितायत्र सरस्वती ॥
तथाकामफलस्येयं हेतुभूतामहानदी ॥

पद्मपुराणे

ગંગાજી પણ જેની ઇચ્છા કરે છે એવાં સરસ્વતિ દરેકના મનોરથને જાણવાવાળી એવી મહાન સરસ્વતિ.

तपस्वीनां तपोरुपा जलस्याकार रुपिणी ॥
कृतपापे ध्मदाहाय ज्वलदग्नि स्वरुपिणी ॥

ब्रह्म वैवर्त

તપસ્વીને તપ રૂપમાં છે અને પાપીઓના પાપોને અગ્નિની માફક બાળવા વાળી છે, તે જળરૂપે વહન કરે છે.

ज्ञानेसरस्वती तोये मृतंयेमानवैर्भुवि ॥
स्तेषांस्थितिच वैकुंठे सुचिरं हरिसंसदि ॥

હે નારદ ! સરસ્વતિ જળથી પૃથ્વીના મનુષ્યો જ્ઞાન પ્રાપ્ત કરીને તેઓ હરિ સન્મુખ રહે છે.

भारतेकृतपापिच स्नात्वातत्रा मलिलया ॥
मुच्यतेसर्वपापेभ्यो विष्णुलोके वसेत् चिरम् ॥

ઘણાં પાપો કરી કોઇ માણસ ભાવે અભાવે સ્નાન કરે છે તો પણ તેનાં સર્વ પાપનો ક્ષય થઇ તે વિષ્ણુ લોકમાં જાયછે.

आनुष्त्रडेणयःस्नाति हेलयाश्रधयापिवा ॥

सारूप्यं लभतेनूनं वैकुंठे सहरेरपि ॥

વળી કોઇ માણુસ સરસ્વતિમાં તિરસ્કારથી અગર શ્રદ્ધાથી સ્નાન કરે તો તે બંને પરમાત્માના રૂપને અવશ્ય પામેછે ને વૈકુંઠમાં વાસ કરે છે.

सरस्वतीमंत्रकश्च मासमेकं तुयोजपेत् ॥
महामूर्खः कविन्दश्च संभवेत्नात्रसंशय ॥

જો કોઈ માણુસ સરસ્વતિનો મંત્ર એક માસ સુધી સમરે તો તે પોતે મહા મુરખ હોય, તો પણુ મહા જ્ઞાની થાય છે: એમાં કંઇપણુ સંશય નથી.

नित्यंसरस्वतीतोयेयः स्नातिमुण्डयेन्नरः ॥
नगर्भवासकुरुते पुनरेवसमानवः ॥

હે નારદ ! જે માણુસ હરરોજ સરસ્વતિના જળના વિષે સ્નાન કરે છે, તેને ફરીથી ગર્ભ વાસ કરવો પડતો નથી.

तस्मात्सर्वपरित्यज्य प्राचीने पिंडदोभयेत ॥
दत्वापुत्रप्रयत्नेन पितृन्सर्वांश्चतर्पयेत् ॥

આ કારણુથી જે મનુષ્ય બીજાંનો ત્યાગ કરી પ્રાચીમાં સ્નાન કરી પીંડ આપે છે, તેના સર્વ પિતૃ તૃપ્ત થઇ ઉત્તમ પદને પામે છે.

चतुर्दश्यां पौर्णिमास्यामक्षयाय दिनक्षये ॥
व्यतिपातेचग्रहणे ऽन्यस्मिन्पुण्य दिनेपिच ॥

હે નારદ ! જે માણુસ દરેક ચૌદશે, પૂનમે, અમાવાસ્યાએ ક્ષયના દિવસે, વ્યતિપાતે, ગ્રહણના દિવસે, અગર કોઈ પુન્ય કારક દિવસે અથવા.

सरस्वत्यांमहाराज अनुसंवत्सरंचत ॥
दृष्यते भारतश्रेष्टं वृत्तावैकार्तिकीसदा ॥

હે નારદ ! આખા વરસના વિષે તથા કાર્તકીના વિષે આ ભારત ભુમીમાં શ્રેષ્ટ એવી સરસ્વતિમાં સ્નાન કિર્તન કરનારને તે મોક્ષ આપે છે, હવે બીજું શું સાંભળવાની તમારી ઇચ્છા છે તે કહો ( આ પ્રમાણે ભગવાને નારદને કહ્યું છે.)

इत्येव कथितः किंचित् भारतिस्नानकीर्तनम् ॥
सुखदंमोक्षदंसारं किमन्यत् श्रोतुमिच्छसि ॥

ब्रह्मावैवर्तपुराणे ॥

---

## શિયાળનું દ્રષ્ટાંત.

સરસ્વતિ મહાત્મ્યમાં લખ્યું છે કે, એક વખતે એક શિયાળની પાછળ વાઘ પડયો તેથી બીહી શિયાળ નાસતું નાસતું સરસ્વતિ કિનારે મોક્ષ પિંપળા નજીક આવી સરસ્વતિના જળમાં પડયું. તે જળમાં પડતાની સાથે પાણીના લીધે તેનો પ્રાણ ગયો, પણ તરતજ તે મોક્ષ પામી સ્વર્ગમા ગયું ને વાઘ ફાંફાં મારી શિયાળ નહિ દેખવાથી ચાલ્યો ગયો.

---

# શ્રી સરસ્વતિ દેવી મંદિર.

ઘણા કાળથી સરસ્વતિ આ શ્રીસ્થળના વિષે વહન કરે છે પણ તેમની પ્રતિષ્ટા ૧૯૪૬ સુધીમાં કરેલી હોવાનું જણાતું નથી, થોડા સમયમાં એટલે સંવત ૧૯૪૬ ની સાલમાં તેમની ઇચ્છાથી સિધ્ધપુર નિવાસી બ્રાહ્મણોના મનમાં પ્રતિષ્ઠાની સ્થાપના કરવાની ઇચ્છા થઇ તે દરમીયાન સુરતના વતની મુબાઇ નિવાસી દામોદરદાસ તાપીદાસ જ્ઞાતે મોઢ વાણીયા યાત્રાર્થેજ સિદ્ધપુર આવ્યા ત્યાં તેમને સ્વપ્ના દ્વારાએ સરસ્વતિએ જણાવ્યું કે; હે દામોદર? હું તારા ઉપર પ્રસન્ન થઇછું અને મારી ઇચ્છા છે કે તું મારૂ એક દેવાલય આ ક્ષેત્રમાં બંધાવી મારી પ્રતિષ્ઠા કર, કારણ તું ધનાઢય છું ને મારો પરળ ભકતછું. આ પ્રમાણે તેમણે સ્વપ્ના દ્વારાએ સાંભળી તુરત જાગૃત થયા, ને પોતાના સ્વપ્નાની વાત બ્રાહ્મણોને જણાવી. બ્રાહ્મણોએ કહ્યું કે—"અમારી ઇચ્છા પણ તમોને કહેવાનીજ હતી," આ પ્રમાણેનું બ્રાહ્મણોનુ બોલવું સાંભળી તેણે મંદિર બધાવવા નિશ્ચય કર્યો. અને મંદિર બંધાવવાની શરૂઆત કરી. તે કામ સંવત ૧૯૫૦ ના માગશર સુદ ૫ ને દિવસે પુરૂં કરી સરસ્વતિની મૂર્તિની સ્થાપના કરી પોતાની માતુશ્રી પ્રાણકોરના નામથી પ્રસિદ્ધ કરી તેમના તરફથી દરરોજ બાર બ્રાહ્મણો અગર સાધુઓને સદાવ્રત આપવાનું ચાલું કર્યું. અને માતાના નૈવેદ્ય તથા નોકર ચાકર વગેરેના ખરચ માટે દર વર્ષે રૂ. ૧૫૦૦) પંદરસો આવક ઉપરાંત બાંધી આપ્યા તે અદ્યાપી ચાલુ છે.

સદર શેઠ તરફથી પોતાની અર્ધાંગના હરકોરના પુન્યાર્થે સદર

મંદિરની થડમાં એક ભવ્ય ધર્મશાળા બંધાવી ખુલ્લી મુકેલી છે. તેની વ્યવસ્થા માટે પણ નીમનોક શેઠ તરફથી બાંધી આપી છે. ધર્મશાળામાં આવનાર સજ્જનોને અડચણ ના પડે તેના માટે પણ શેઠ શ્રી તરફથી વાસણ ગોદડાં વગેરેની સારી વ્યવસ્થા થાય છે.

સરસ્વતિ કિનારે જે મોક્ષ પિપળો છે તે મોક્ષ પીપળા આગળ અદ્રશ્ય રીતે સુર્ય કુંડ છે એમ એક દ્રષ્ટાંતથી જણાય છે ને તેથી આ પીપળા નજીકની જગ્યો ઘણી પવિત્ર માનવામાં આવેછે.

દ્રષ્ટાંત.

કૃષ્ણના પુત્ર સાંબને કૃષ્ટી રોગ થવાથી તેણે પોતાના પિતાને ઘણી નમ્રતાથી પૂછ્યું કે "હે પિતા ! હું આ રોગથી પીડા પામુછું માટે તે મટે એવો કાંઇ ઉપાય હોય તો મને કૃપા કરી બતાવો.

કૃષ્ણ કહેવા લાગ્યા કે "હે સાંબ ! પ્રાચી સરસ્વતિના કિનારે જ્યાં મોક્ષ પિંપળો છે ત્યાં ધરો છે તેમાં પાણી ઘણું છે ને તે જગોએ એક અદ્રશ્ય રીતે કુંડ છે ત્યાં જઇ તું સ્નાન કર કે તારો બધો રોગ નાશ પામશે.

પિતાનાં વચન સાંભળી સાંબ સરસ્વતિ કિનારે આવી મોક્ષ પિંપળા આગળ સ્નાન કરતાની સાથે તેનો તમામ રોગ નાશ પામ્યો.

---

## સિદ્ધનાથ મહાદેવ.

સરસ્વતિ કિનારા આગળ જ્યાં મોક્ષ પિંપળો છે, ત્યાં ઘાટ ઉપર એક બારી છે. એ બારી અંદર સિદ્ધનાથ મહાદેવનું દેવાલય છે, આ દેવાલય ઘણું ભવ્ય રમણિયછે, અને તેની આજુબાજુ ધર્મ-

શાળા છે. આ મહાદેવની સ્થાપના સિદ્ધરાજે કરેલી છે. તેમણે રૂદ્રમાળો બંધાવ્યો ને ઘણા દેવોની સ્થાપના કરી તેજ વખતે આ સ્થાપના કરેલી છે.

આ મહાદેવને સરકાર તરફથી રૂપિયા બાવીસેનું વર્ષાસન મળે છે.

મહાદેવના માટે કથા એવી છે કે જે પુરૂષ શ્રાદ્ધ કરી આ મહાદેવની પૂજા કરે નહિ તો તેનું શ્રાદ્ધ વળે નહિ.

---

## શ્રી માધવ આખ્યાન.

પૂર્વે સનકાદિક રૂષિ લોકો સરસ્વતિના કિનારે તપશ્ચર્યા કરતા હતા, ત્યારે અસુરો સરસ્વતિના જળના અંદર મળ મુત્રાદિક નાખી પાણી નિરૂપયોગી કરી રૂષિ લોકની તપશ્ચર્યાનો ભંગ કરવા લાગ્યા. તે જોઇ સરસ્વતિ ઘણાં કોપાયમાન થઈ તમામ રૂષિ ગણોને લેઇ પોતે જગતના બ્રહ્મા પાસે ગયાં. તે વખતે ઈંદ્રાદિક દેવો પણ ત્યાં આવ્યા. સરસ્વતિના ઉદાસીન ઘણાને જોઇ બ્રહ્માએ પૂછ્યું કે—હે સુતા આપ ઉદાસીન કેમ જણાવછો તમારા દુઃખનું કારણ કહો. આવાં વચન સાંભળી સરસ્વતિજી બોલ્યાં કે—હે પિતા અસુરો મળમુત્રાદિકથી મારા જળને અશુદ્ધ કરે છે ને તેથી રૂષિ લોકોના તપમાં ભંગ થાય છે. માટે તે બંધ થવાનો કોઇ ઉપાય કરી મને ફુવાર્ક કરો. આ પ્રમાણે કહી રૂદન કરવા લાગ્યાં. ત્યારે બ્રહ્માએ જ્ઞાનાદિ યોગથી નક્કી કરી દેવગણોને લેઇ પરમાત્મા કે—જે તે વખતે સમુદ્રની અંદર સેષનાગ ઉપર શયન કરી રહેલા છે. ત્યાં ,ગયા

ને પરમાત્મા દેવગણો સાથે સ્તુતિ કરી, તે સ્તુતિથી પ્રસન્ન થઇ બોલ્યા કે તમો બધા ત્યાં જાવ ને હું થોડા વખતમાં ત્યાં આવી અસુરોનો નાશ કરીશ.

આવા વચન પરમાત્માના સાંભળી રૂષિ વિગરે દેવ લોકો સરસ્વતિ સાથે તેમના સ્થાન ઉપર આવ્યા. ત્યાં આવી થોડો વખત રહ્યા પછી પરમાત્મા પોતે સ્વરૂપે પધાર્યા. પરમાત્મા આવેલા જોઇ રૂષિ લોકોને ઘણો આનંદ થયો. અને અસુરો મોહ પામી ત્યાં આવ્યા. ત્યારે ઇંદ્ર, રૂદ્ર વગરેને અસુરોનો નાશ કરવાની આજ્ઞા કરી તે પ્રમાણે તેમણે નાશ કર્યો ને બ્રહ્મા ઇંદ્ર વગેરેને આ જગોએ રહેવા પરમાત્માએ આજ્ઞા કરી પરમાત્માની સ્તુતિ કરી આ સ્તુતિ કરવાથી પરમાત્મા પ્રસન્ન થયા ને વર માગવા કહેતાં, દેવ લોકોએ કહ્યું કે મહારાજ અમારે બીજું કોઇ જાતનું વરદાન માગવાની ઇચ્છા નથી. પણ અમારી ઇચ્છા એવી છે કે આપણે આ જગ્યોએ નિવાસ કરી રહી અમોને કૃતાર્થ કરો. પરમાત્મા "તથાસ્તુ" કહી, મૂર્તિરૂપે ઉભા રહ્યા. ત્યારથી તે "માધવ" નામથી ઓળખાય છે. તે પ્રથમ હાલ માધુ પાવડી છે, ત્યાં હતા. થોડા કાળે તેમની પ્રતિષ્ઠા શહેરમાં કરેલી છે.

---

## શ્રી ગોવિંદ આખ્યાન.

આ સિદ્ધપુર ક્ષેત્રમાં ગોવિંદ માધવ એવા નામથી ઓળખાતા સાક્ષાત પરમાત્મા જાતે સ્વરૂપે બીરાજેલા છે, ને તેમના મંદિરોની તથા સેવા પૂજા વિગેરેના અતિ ઉત્તમ પ્રકારનું જણાય છે, આ

મંદિરોની વ્યવસ્થા ચલાવવા માટે સરકાર તરફથી રૂપીઆ પચીસો વર્ષાસન મળે છે.

પ્રથમ બાદશાહના જુલ્મ વખતે માધવે પોતે સરસ્વતિમાં અદ્રશ્ય સ્થાન કરેલાનું તેમની પાછળની હકીકત ઉપરથી જણાયછે. મુસલમાનોનો જુલમ કમી થઇ હિંદુ રાજાઓ થયા તે વખતે એક બ્રાહ્મણના સ્વપ્ના દ્વારાએ તેને કહ્યું કે હું મોક્ષ પિંપળા નજીક સરસ્વતિના શુધ્ય જળમાં નિવાસ કરી રહ્યોછું, હવે મારે બાહેર આવવાની ઇચ્છા છે. માટે તું મને બાહેર કાઢ. આ પ્રમાણે સ્વપ્ન આવવાથી તે બ્રાહ્મણે બીજે દિવસે સવારમાં જઇ તપાસ કરવાથી સરસ્વતિના જળની અંદરથી નીકળ્યા. તેમને યથા વિધિ ક્રીયાઓથી તેમની પ્રતિષ્ઠા કર્યા પછી થોડી મૂદતે કાશ્મીરનો એક રૂનો વેપારી રૂનાં ગાડા ભરી વેપારાર્થે ફરતો ફરતો મોક્ષ પિંપળા નજીક આવી સાંજ પડવાથી પોતાનાં ગાડાં ત્યાં છોડયાં, રાત્રે તેને ગોવિંદે સ્વપ્ન દ્વારા દર્શન આપ્યું અને કહ્યું કે " હું આ તારા રૂના ભડાની અંદર છું. મારા મોટા ભાઇ માધવ અહીં છે. જો મારી ઇચ્છા પણ અહિ રહેવાની છે. માટે હે શેઠ તું મને આ ભડાની અંદરથી કાઢી મારા ભાઇ સાથે પધરાવ" આટલું કહી તે અંતરધ્યાન થઇ ગયા.

વેપારી તુરત જાગી ઉઠી સ્વપ્નાની વાત યાદ લાવી મનમાં વિચાર કર્યો કે—" આ કંઈ ખરૂં હોય નહી તેથી તે વાત વિસારે મુકી સવારે ગાડાં હાંકી ચાલવા મંડયો. પણ ગાડું ત્યાંથી ખસ્યું નહીં. ત્યારે તેણે રાતના સ્વપ્નાની વાત યાદ કરી રૂના ભડા છોડી તપાસ કરવા મંડયો તો અંદરથી ગોવિંદજીની મૂર્તિ દ્રષ્ટિમાં

નીકળી સાક્ષાત મૂર્તિને જોઇ વેપારી ઘણો આશ્ચર્ય પામ્યો ને પોતે એ હાથ જોડી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી દીન વચનથી વિનય પૂર્વક સ્તુતિ કરવા લાગ્યો કે—" હે દિનદયાળ ! ભક્ત વત્સલ પ્રભુ ! આપ ગરીબના આધાર છો. અમો આપના આગળ ઘણા પામર છીએ. ને હું ગરીબ આપની પાસે એટલુંજ માગું છું કે હે મહારાજ, આપ કૃપા કરી મારા દેશમાં પધારી મને પાવન કરો હે ગરૂડાકેશ ? હું આપની સેવા પૂજા કરી કૃતાર્થ થઇશ." આ પ્રમાણે વિનંતિ કરી ઘણા કાલા વાલા કર્યા પણ ગાડું ત્યાંથી ખસ્યુંજ નહિં. છેવટે મૂર્તિને તેણે તપાસ કરી માધવની સાથે પધરાવી (વિક્રમ સંવત ૧૩૦૦ માં. )

હાલ આ બંને પ્રતિષ્ઠાઓનું તેજ સાક્ષાત સ્વરૂપનુંજ છે. ને તે પોતે ભગવાનજ અવતાર ધારી છે. સિદ્ધપુર ક્ષેત્રમાં યાત્રાર્થે આવનારે ગોવિંદ માધવનાં દર્શન કર્યા વગર યાત્રા પુરી થતી નથી. માટે દરેક સજને દર્શન કરી પોતાની શકિત પ્રમાણે દક્ષિણા મુકી કૃતાર્થ થશે.

---

## નીલકંઠેશ્વર મહાદેવ.

સિદ્ધપુર ક્ષેત્રમાં ગોવિંદ માધવને રણછોડ રાયના દેવળ નજીક નીલકંઠેશ્વર પુરાતનીક મહાદેવનું દેવળ છે. સિદ્ધપુરનો રૂદ્રમાળ તોડી નાખ્યો તે વખતે આ મહાદેવનું બાણ દેવાલયમાંથી ઉઠાવી ભટ્ટ આશારામ મુળજી પોતાને ઘેર લઇ ગયા. ત્યાં તેમની સેવા પૂજા થતાં ઘણો કાળ વીતીત થયા બાદ વીસનગરના એક નાગર બ્રાહ-

ણુને સ્વ'નના દ્વારાએ દર્શન આપી તેને કહ્યું કે, "હાલ મારૂં બાણુ સિદ્ધપુર નિવાસી બ્રાહ્મણુ આશારામ મુળજીને ત્યાં છે; અને મારી ઇચ્છા ભક્તોને માટે દેવળમાં રહેવાની છે માટે તું મારૂં દેવળ બધાવી મારી સ્થાપના કર."

સ્વપ્ન દ્વારાએ મહાદેવના વચન સાંભળી નાગર બ્રાહ્મણુ સિદ્ધપુરમાં આવી બાણુની તપાસ કરતાં તે હકીકત ખરી જણાએ દેવળ બંધાવી લીંગ પધરાવ્યું. થોડો કાળ વ્યતીત થયા બાદ પાટણુ નિવાસી સખરા વહાલજી નામનો એક સજ્જન સિદ્ધપુર યાત્રાર્થે આવ્યો તેણે નીલકંઠેશ્વરનું ચમત્કારીક વૃતાન્ત સાંભળ્યું, ને તે ઉપરથી તે અપુત્ર હોવાથી તેના મનમાં નિશ્ચય કરી પોતાને પુત્ર પ્રાપ્તિ થવાથી મહાદેવનું દેવાલય બંધાવવા નિશ્ચય કરી સ્તુતિ કરી પોતાને ઘેર ગયો, થોડા વખત પછી તેની ઇચ્છા પુરી પડવાથી તેણે સિદ્ધપુર આગળ એક ભવ્ય દેવાલય બંધાવી તેની અંદર મહાદેવના લીંગની સ્થાપના કરી, આ મહાદેવમાં સન્યાસીઓને ભોજન કરાવવામાં આવે છે આ જગ્યોએ હમેશાં સન્યાસીઓ ઘણા રહે છે, તેનો તથા શંકરના નૈવેદ વિગેરેનો કાયો ખર્ચ સરકાર તરફથી અપાય છે.

આ મહાદેવની તથા અન્નક્ષેત્રની વ્યવસ્થા શ્રીમંત શારદાપીઠાધીશ શંકરાચાર્ય તરફથી કરવામાં આવે છે. આ મહાદેવની કીર્તિ દિનપ્રતિદિન જન સમુહમાં વધતી જાય છે.

---

# કાલીની ઉત્પત્તિ તથા પરાક્રમ.

કર્દમ મહામુનિ જે વખતે બિંદુ સરોવર પર તપશ્ચર્યા કરતા કરતા હતા. તે વખતે તેમની સાથે બીજા રૂષિ લોકો પણ ઘણા તપશ્ચર્યા કરતા હતા. તેમની તપશ્ચર્યાનો ભંગ કરવા માટે અસુરો મળમુત્ર તથા રૂધિરાદિ ભ્રષ્ટ કર્તા પદાર્થો નાંખતા અને તેમના યજ્ઞાદિકમાં ભંગ કરી હેરાન કરતા. આવા અસુરોના પ્રભાવને જોઇ કર્દમ ને ઘણી રીસ ચડી તેમણે એક દિવસ પોતાની ઇચ્છાથી શકિત દેવીનું આરાધન કર્યું. એટલે દેવી પોતાની શક્તિઓ સાથે ઉત્પન્ન થયાં. ને હાસ્ય યુકત ઘણો ભયંકર શબ્દ કરવા લાગ્યાં, ને કર્દમને પૂછ્યું કે "હે મુનિવર ? મને બોલાવવાનું શું કારણ છે. ત્યારે કર્દમ રૂષિ બોલ્યા કે—હે દેવિ આ જગ્યાએ અમો રૂષિમુનિઓ સહિત તપશ્ચર્યા કરી યજ્ઞયાગાદિક ક્રિયાઓ કરીએ છીએ તેનો અસુરો ભંગ કરી અમોને હેરાન કરે છે, તેનો આપ નાશ કરો ને તમો આ જગોએ રહો.

આવાં વચન સાંભળી કાલી આદ્ય શકિત અસુરોનો સંહાર કરવા મંડયાં, તેમને મારી યમ લોકમાં પહોંચાડયા ને પોતે રૂષિ લોકોની રક્ષા કરવા માટે આ જગોએ નિવાસ કર્યો. તે અત્યાર સુધી પણ આ જગોએ રહેલ છે.

# સિધ્ધ કુપની ઉત્પત્તિ.

દેવહુતી થકી કપિલ ભગવાન ઉત્પન્ન થયા, તેમને જાત કર્માદિ સંસ્કાર કરાવતી વખતે બ્રહ્માએ કહ્યું કે, "સર્વ તીર્થ જલ આનય" આવાં વચન બ્રહ્માનાં સાંભળી કર્દમ રૂષિ આશ્ચર્ય પામ્યા ને મનમાં વિચાર કર્યો કે સર્વ તીર્થોનું જળ આ જગોએ કયાંથી લાવવું. આવો વિચાર કરી પોતે સ્તબ્ધ થયા. અને બોલ્યા કે આજ સુધીની મારી તપશ્ચર્યા બરોબર થઈ હોય તો તે ફળના લીધે આ જગોએ સર્વ તીર્થનું જળ ઉત્પન્ન થાય. આવાં વચન કર્દમના નીકળતાની બરોબર સર્વ તીર્થ ત્યાં આગળ આવ્યાં ને જમીનમાં થી એકાએક જળ નીકળવા લાગ્યું. તે જળથી સ્નાન કરાવ્યું, ને જાત કર્માદિ સંસ્કાર પુરા કરાવ્યા.

જે જગોએ સર્વ તર્થોનું જળ ઉત્પન્ન થયું તે જગ્યાને જોઇ બ્રહ્માજી ઘણા પ્રસન્ન થયા ને તે જગોએ પોતે સિદ્ધનાથ મહાદેવની સ્થાપના કરી તેનું તથા સિદ્ધ કૂપનું મહાત્મ્ય રૂષિ લોકોને નીચે પ્રમાણે કહી સમજાવ્યું.

सिध्धकुपेतु यः स्नात्वा पूनर्जन्म नविद्यते ॥ ॥
सिध्धकुप नमस्तुभ्यं जातकर्म समुद्भव ॥
दृष्टाणार्थ्यंमयादत्तं मसिध्धपरमेश्वरम् ॥

# બિંદુ સરોવર ઉત્પત્તિ તથા મહાત્મ્ય.



કર્દમ ૠષિએ બ્રહ્માજીના પુત્ર છે અને સપ્ત પ્રજાપતિમાં એ પ્રજાપતિ કહેવાય છે. પૂર્વે બ્રહ્માએ પ્રજા ઉત્પન્ન કરવા આજ્ઞા કરી તેથી ફરતા ફરતા સિદ્ધક્ષેત્રમાં આવ્યા. ને પોતાનો આશ્રમ સિદ્ધપુરમાં સરસ્વતિ કિનારે એક સરોવરપર રાખ્યો. તેમણે બ્રહ્માજીની આજ્ઞાથી દશ હજાર વરસ તપશ્ચર્યા કરી, તે તપમાં પ્રાણાયમ પૂર્વક સમાધિ યુકત થઇ પરમાત્માનું શ્રધ્ધા ભકિત પૂર્વક અનન્ય ભકિત વડે આરાધના કરી. એ તપશ્ચર્યાથી પ્રસન્ન થઇ ત્રિલોકીનાથ ભકત વત્સલ, હજારો સૂર્યના જેવા પ્રકાશવાળા, જેમના ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલાં છે એવા, મનને અતિ આનંદ પામવાવાળા ગરૂડ પક્ષી ઉપર બિરાજમાન થયેલા, એવી રીતનું સગુણ સ્વરૂપ પોતાની માયાના આશ્રયવડે ધારણ કરી, પરમાત્માએ કર્દમ ૠષિને દર્શન આપ્યું. અને તેથી કર્દમ ૠષિ ઘણા પ્રસન્ન થઇ પૃથ્વી ઉપર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ઉભા થઇ હાથ જોડી શ્રી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. હે ભકત વત્સલ ! હે સ્તુતિ કરવા યોગ્ય ! હે ભગવન્ ! અનેક જન્મ સુધી તપશ્ચર્યા કરી યોગીઓ જેનું દર્શન ઇચ્છે છે એવા, સર્વ જીવોના નિવાસરૂપ આપ પોતાની માયાવડે સર્વની ઉત્પત્તિ, સ્થીતિ અને લય કરોછો એવા હે દયાળ ભંડાર ! હું આપને વારંવાર નમસ્કાર

કરૂં છું, એ નમસ્કારથી પ્રસન્ન થઇ મારાં સર્વ પાપ રૂપી કર્મનો નાશ કરો, અને મારા મનોરથને પૂર્ણ કરો. હું આપને શરણે આવ્યો છું. એ પ્રમાણે સ્તુતિ કરતાં શ્રીભગવાન પ્રસન્ન થયા, અને કર્દમ મહારાજની તપશ્ચર્યા જોઇ પરમાત્માને હર્ષનાં આંસુ પડયાં, એ આંસુ જે સરોવરમાં પડયાં હતાં તેનું નામ હાલ સિદ્ધપુરમાં " બિંદુ સરોવર " કહેવાય છે. એ સરોવર ત્રણ લોકને પાવન કરવાવાળું ત્યારથી થયું છે. પછી પરમાત્મા શ્રી પ્રસન્ન થઇ કર્દમ રૂષિના મનની વાત જાણી વર આપ્યો અને કહ્યું કે, હવે તમે મનુ મહારાજની શત રૂપાથી ઉત્પન્ન થયેલી દેવહુતિ નામની કન્યા સાથે લગન કરો, તે મહા પતિવૃતા છે. તેના ઉદરે નવ કન્યા ઉત્પન્ન થશે. અને તે કન્યાના ઉદરે મોટા મોટા રૂષિઓ થશે. તેમજ તમો પણ શુધ્ધ સત્વગુણી થઈ સર્વ કર્મ મને અર્પણ કરી મને પ્રાપ્ત થશો. અને સર્વ જીવ ઉપર દયા કરી અભયદાન દઇ એક ચિત્તે થઇ સર્વ જગતને તથા તમારા આત્માને મારા આત્મામાં જોશો, અને મારા આત્માને તમારા આત્મામાં જોશો. હે મહામુનિ આપની તથા આપની સ્ત્રી દેવહુતિની પતિવૃતારૂપ તપશ્ચર્યાથી પ્રશન્ન થઇ હું દેવહુતિના ઉદરે આપના નિમિત્તથી ઉત્પન્ન થઇ સાંખ્ય શાસ્ત્રને પ્રગટ કરીશ. એ પ્રમાણે શ્રી ભગવાન કહી અન્તરધ્યાન થઇ ગયા.

બ્રહ્માવૈ વર્તમાં સપ્ત દ્વિપના અધિપતિ સ્વાયંભુ મનું મહારાજ રાજ્ય કરતા હતા, ત્યાં નારદજીએ જઇ કર્દમ રૂષિનાં વખાણ કરવાથી મનુ મહારાજ પોતાની રાણી સાથે પોતાની કન્યાને લઇ ક-

ર્દમ મહારાજના આશ્રમ નજીકમાં આવ્યા. દૂરથી રથમાંથી ઉતરી પડી પગે ચાલી કર્દમ મુનિના આશ્રમમાં આવવા લાગ્યા. મનુ મહારાજે કર્દમ મુનીનાં દર્શન કર્યાં. તે રૂષિએ બહુ કાળ સુધી તપશ્ચર્યા કરવાથી શરીર બહુ કૃશ્ય થઇ ગયું હતું, છતાં બહુજ તેજસ્વી હતું. લાંબી જટાને ધારણ કરેલા મુનિને જોઈ મનુ મહારાજે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. મનુ મહારાજને આવતા જોઇ કર્દમ મહારાજે આશીર્વાદ દઇ માન આપ્યું. રાજાએ કર્દમ મહારાજની આર્ઘ્યપાદ પૂજા કરી મનુએ પ્રસન્ન કર્યા. પછી એક બીજાની પ્રસંશા કરી રૂષિએ આવવાનું કારણ પૂછ્યું.

મનુ મહારાજ કર્દમ મહારાજની સ્તુતિ કરે છે.--હે દેવ! વેદમય પરમાત્માએ પોતાના આત્મારૂપ વેદના પાલન કરવા માટે જીતેંદ્રિય, તપ, વિદ્યા અને યોગ સંપન્ન આપ બ્રાહ્મણ લોકોને પૃથ્વીના રક્ષણ માટે તથા ત્રણ વર્ણના ઉધ્ધાર માટે ભૂદેવ રૂપે ઉત્પન્ન કર્યા છે આપ બ્રાહ્મણોનું રક્ષણ કરવા માટે સહસ્ર ભુજાવાળા પરમાત્માએ અમો ક્ષત્રિઓને ઉત્પન્ન કર્યા છે; કારણ કે—બ્રાહ્મણ એ પરમાત્માનુ હૃદય કહેવાય છે. અને ક્ષત્રિ અંગ કહેવાય છે. એ પ્રમાણે પરસ્પર એક બીજાનો સંબંધ છે. એ પ્રમાણે પરમાત્મા બંને જાતિનું રક્ષણ કરે છે. જેમનાં દર્શન વિષયી પુરૂષને બહુજ દુર્લભ છે તે પ્રભુનાં આજ મને અનાયાસે દર્શન થયાં, અને આપની પવિત્ર ચરણની રજનો આજ મને સ્પર્શ થયો, તેથી હું કૃત કૃત્ય થયો. હે મુનિ! દીન જેવો જે હું તેની પ્રાર્થના આપે કૃપા કરી સાંભળવી જોઇએ, આ પ્રિયવૃત અને ઉત્તાનપાદની બહેન

અને મારી શતરૂપા રાણીમાં ઉત્પન્ન થયેલી કન્યા નામે દેવહુતિ આપને શ્રદ્ધા પૂર્વક અર્પણ કરૂં છું, માટે આપ તેનો સ્વીકાર કરો. એ પ્રમાણે પાર્થના કરી મનુ મહારાજે પોતાની કન્યા દેવહુતિનો વિવાહ કર્દમ રૂષિ જોડે કર્યો. તે વખતે કર્દમ મહારાજે કહ્યું કે, જ્યાં સુધી સંતાનમાં પુત્ર ઉત્પન્ન થશે ત્યાં સુધી હું સંસારમાં રહીશ, અને ગૃહસ્થાશ્રમ ચલાવીશ પુત્ર થયા પછી હું સન્યાસ ધર્મ પાળવા ઇચ્છું છું, એટલે તે આશ્રમનો સ્વીકાર કરીશ. એ પ્રમાણે મનુ મહારાજને કહી દેવહુતિ જોડે યથાવિધિ પ્રમાણે લગ્ન કર્યું. ત્યાર બાદ દેવહુતિ પતિવ્રતા ધર્મ પાળી કર્દમ રૂષિની સેવામાં રહી પતિ કૃપા મેળવતી.

હે સર્વ મુનિઓમાં શ્રેષ્ટ ! દયાના સમુદ્ર સર્વ શરણાગતને અભયવર આપવાવાળા પરમાત્મા ! હું આપને વારંવાર નમસ્કાર કરૂં છું. મારૂં સર્વ સ્વધન આપ છો, આપ કરતાં મને કોઇ પણ વસ્તુ શ્રેષ્ટ નથી આપ સર્વ સિદ્ધિઓના અધિપતિ છો, અને મારા કલ્યાણરૂપ છો, હું અનન્ય ભાવે આપને શરણે છું. આપે લગ્ન પ્રસંગે જે પ્રતિજ્ઞ કરી છે. તે પ્રતિજ્ઞાની સિદ્ધિ થવા દો. એ પ્રમાણે દેવહુતિએ પ્રાર્થના કરી, પતિ કર્દમ મહારાજને પૃથ્વી ઉપર પડી સાષ્ટાંગ નમસ્કાર કર્યા. એ પ્રમાણે કર્દમ રૂષિએ પોતાની સ્ત્રી દેવહુતિની પ્રાર્થના સાંભળી પોતાના યોગ બળની સિદ્ધિના સામર્થ્યવડે સંકલ્પ માત્રે કરી તુરત એક અદ્ભૂત દેવ વિમાન ઉત્પન્ન કર્યું. તે વિમાન સ્વ ઇચ્છાએ દેવ લોકમ ગમન કરવાવાળું હતું, અને અનેક નાના પ્રકારના અલંકારોથી સુશો-

ભિત હતુ, જેની અંદર દાસ દાસીઓ, નાના પ્રકારનાં આભૂષણો તથા વસ્ત્રાદિક ભરેલાં હતાં. અંદર સુશોભિત તળાવો, બાગ, બગીચા તથા નાના પ્રકારનાં પોપટ, મેના, હંસ વિગેરે પક્ષીઓ ગુંજારવ કરતાં હતાં, પલંગો ઉપર ઇંદ્ર, નીલ, વૈડુર્ય, આદિક મણિઓ તથા હીરા, માણેક, મોતી આદિક જડેલાં હતાં. આવી રીતનું મનુએ વિમાન ઉત્પન્ન કર્યું. એ વિમાન જોઇ દેવહુતિ આશ્ચર્ય પામ્યાં. અને પોતાના પિતાને ત્યાંના રાજ્ય વૈભવ જોયેલાને વિસરી ગયાં. કર્દમ મહારાજે દેવહુતિને કહ્યું કે તમો સ્નાન કરી વસ્ત્રાલંકારાદિક ધારણ કરી આ વિમાનમાં બેસો એ પ્રમાણે પતિની આજ્ઞા સાંભળી દેવહુતિ સ્નાન કરવા ગયાં. તે વખતે તમામ દાસીઓએ હાથ જોડી દેવહુતિને નમસ્કાર કરી કહ્યું કે અમો તમારી સેવા કરવા માટે ઉત્પન્ન થયાં છીએ, માટે અમોને આપના પવિત્ર શરીરની સેવા કરી પવિત્ર થવા દો. એમ કહી દેવહુતિને સર્વ દાસીઓએ આસન ઉપર બેસાડી, ઉત્તમ પ્રકારનાં સુગંધી તેલ આદિ લગાડી સ્નાન કરાવી ઉત્તમ પ્રકારનાં વસ્ત્રાલંકારાદિક ધારણ કરાવ્યાં, તથા ઉત્તમ પ્રકારે મસ્તકના વાળની વેણી ગુંથી કપાળે સૌભાગ્ય આદિક ધારણ કરી તથા શરીરે ઉત્તમ પ્રકારનું અત્તર લગાડી, સૂર્ય, ગાય, બ્રાહ્મણ આદિકની પૂજા કરી પોતાના પતિની અર્ઘ્યપાદ પૂજા કરી પતિને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પતિના પાદોદક તીર્થ લઇ પતિની આજ્ઞા થવાથી વિમાનમાં જઈ ઉત્તમ પ્રકારની સુશોભિત જગ્યામાં જઇને દાસીઓ સહિત પતિની વાટ જોઇ ઉભાં રહ્યાં. પોતાના પતિ વિમાનમાં પધારી પલંગમાં બિરાજમાન થયા પછી દેવહુતિ પતિને નમસ્કાર કરીને તે પલંગપર પતિની સેવા કરવા

માટે હાજર થયાં. પછી આકાશમાં રહેલા ચંદ્રની શોભા પ્રમાણેનું શોભાયમાન વિમાન ત્યાંથી લેઇ સુમેરૂ પર્વતમાં જે જગ્યાએ ગંગાજીના આકાશમાંથી ધોધ પડતા હતા તે તમામ દેવની વિહાર કરવાની જગ્યામાં તથા માન સરોવરમાં દેવહુતિ સહિત પધાર્યા. ત્યાંથી તમામ ભૂમંડળમાં ફરી દેવહુતિને પરમાત્માની તમામ લીલા બતાવી. એ પ્રમાણે દેવલોકમાં તથા દેવતાના લોકમાં ફરતાં ફરતાં, સો વરસ વીતી ગયાં. પછી પાછા પોતાનું સ્થાન સરસ્વતિ કિનારે હતું ત્યાં પધાર્યા. એ પ્રસંગે ભગવાન કર્દમ મહારાજે દેવહુતિના ઉદરથી નવ કન્યાઓને ઉત્પન્ન કરી. એ નવ કન્યા મહા પતિવ્રતા ધર્મ જાણવાવાળી થઇ હતી, કે જેના ઉદરે પાછળથી બ્રહ્મા વિષ્ણું અને શંકરને અવતાર લેવા પડયા. એ પ્રમાણે કન્યાઓ ઉત્પન્ન થયા પછી કર્દમ મહારાજે સન્યાસ લઇ આશ્રમથી નિકળી જવાનો વિચાર કર્યો, તે દેવહુતિએ જાણી પોતાના પતિની પ્રાર્થના કરવા લાગ્યાં.

હે નાથ ! જે આપે પ્રતિજ્ઞા કરી છે તે હજી પૂર્ણ થઇ નથી કારણ કે આ નવ કન્યાનો ઉત્તમ પ્રકારે પ્રથમ વિવાહ કરવો જોઇએ. તેમ જ્યારે આપ વનમાં પધારો ત્યારે મારા દુઃખને દૂર કરવાવાળો બ્રહ્મ જ્ઞાની પુત્ર થવો જોઇએ. આજ સુધી પરમાત્માના સ્વરૂપનો અનુભવ તજી વિષય સુખ ભોગવ્યું. તે હવે બહુ થયું છે. મને વિષય સુખની બીલકુલ ઇચ્છા નથી; પરંતુ મને અભયપદ જે મોક્ષ તેની પ્રાપ્તિ કરાવો. આ પ્રમાણે દેવહુતિનાં વચન સાંભળી કર્દમ મહારાજે પરમાત્માના વચનને યાદ કરી દેવહુતિના ઉદર થકી

પુત્ર ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી. દેવહુતિને કહ્યું કે હે પ્રિય ! તું નિર્વિકાર અને પરમ ગુરૂ એવું પરમાત્માનું આરાધન કર. તેની કૃપાથી તને ઉત્તમ બ્રહ્મજ્ઞાની પુત્ર ઉત્પન્ન થશે. એ પ્રમાણે દેવહુતિ પોતાના પતિના વચનને માન્ય કરી બ્રહ્મચર્ય પાળી પોતાના પતિની અનન્ય ભકિતવડે સેવા કરી પરમાત્માનું ધ્યાન કરવા લાગ્યાં. થોડો કાળ વિત્યા બાદ મધુ દૈત્યને મારનાર પરમાત્મા કર્દમ રૂષિના વિર્યદ્વારાએ દેવહૂતિના ઉદરમાં આવ્યા. એ વખતે આકાશમાં દેવતાનાં દુદુંભી વાગવા લાગ્યાં, અપ્સરાઓ આનંદથી નાચવા લાગી અને દેવતાઓ દિવ્ય પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. એ પ્રમાણે મહા આનંદમાં દેવહુંતિને દશ માસ વીતી ગયા; અને સાંખ્ય શાસ્ત્રને પ્રગટ કરવાવાળા એવા, પરમાત્મા દેવહુતિના ઉદરથી પ્રગટ થયા. એ સમયે દેવ લોકોએ પુષ્પની વૃષ્ટિ કરી અને દેવ લોકોમાં મોટો મહોત્સવ થયો. ભગવાન કપિલ મહારાજનો જન્મ થયો; એ વાત જાણી બ્રહ્માજી સરસ્વતિ કિનારે પોતાના પુત્ર કર્દમ મહારાજને આશ્રમે પધાર્યાં. પોતાના પિતાને આવતાં જોઇ કર્દમે બહુ માન પૂર્વક બેસાડી અર્ધ્યપાદ પૂજા કરી સષ્ટાંગ નમસ્કાર કર્યા, તથા દેવહુતિએ પણ નમસ્કાર કર્યાં. ત્યાર બાદ કર્દમ રૂષિએ પોતાના પિતા બ્રહ્માજીની સલાહથી પોતાની પુત્રીઓનાં સારી રીતે લગ્ન કર્યાં, અને પછી સન્યાસ ધારણ કરવાનો તેમનો વિચાર જાણી દેવહુતિએ તેમની ઘણે પ્રકારે સ્તુતિ કરી પોતાના પતિ પાસેથી પોતે વિષય કામનાથી મુકત થઇ પરમ શાંન્તિમાં જોડાય એવા આશીર્વાદ મેળવ્યો. આ આશીર્વાદ આપી કર્દમ રૂષિ સંન્યાસી થયા.

કેટલોક વખત વ્યતીત થયા બાદ પરમશાન્તિ અર્થે હમેશાં

જે પરમાત્માની અનન્ય ભક્તિમાં જોડાએલી છે. એવી તે સાધ્વી શ્રી દેવહુતિએ પોતાના પુત્ર કપિલ કે જે સાક્ષાત પરમાત્મા છે તેમની સ્તુતિ કરી પરમશાન્તિ મેળવી.

કપિલ મુનિ પણ પોતાના પિતાના આશ્રમ નજીક ઇશાન ખુણામાં પધાર્યા. અને ત્યાં તમામ દેવોએ તેમની સ્તુતિ કરી તથા સમુદ્રે ભેટ આપી રહેવા માટે સ્થાન આપ્યું અને હાલ પણ કપિલ મહારાજ ત્યાંજ બિરાજે છે. અને સર્વે યોગીઓ તેમની સ્તુતિ કરે છે એ જગ્યા હાલ કપિલ તીર્થથી ઓળખાય છે.

આ સરોવરના તટ ઉપર શ્રી કર્દમ મહામુની, દેવહુતી, કપીલ ભગવાંન, ને ગદાધરનાં મંદિરો છે. આ સિવાય કુંડની ચારે દિશાએ ગણપતિ ઇત્યાદી ચાર દેવનું કુંડનું રક્ષણ કરવા સ્થાપન કરેલું છે.

---

## નારદે બળદેવજીને પાપ મુક્ત થવા બતાવેલું તીર્થ.

---

પૂર્વે રોહણીના પુત્ર બળદેવજી અનેક દૈત્યોનો વધ કરતા કરતા મારવાડ દેશમાં આવ્યા. ત્યાં આવ્યા પછી તેમના મનમાં અનેક જીવો નાશ કર્યાને લીધે પસ્તાવો કરી વિચાર્યું કે—મેં ઘણા જીવોનો નાશ કર્યો છે માટે તે પાપથી મારે મુક્ત થવું જોઇ-

એ. આવો મનમાં સ્થિર કરી પોતાના ગુરૂ નારદજી પાસે ગયા.

ગુરૂ પાસે જઇ દંડવત્ પ્રણામ કરી પોતે કરેલા પાપોનો પસ્તાવો કરી, પાપથી મૂકત થવાનો માર્ગ પૂછવા લાગ્યા.

નારદજી તેમના વચન સાંભળી ઘણા પ્રસન્ન થયાને કહેવા લાગ્યા કે "હે બળદેવજી ! પ્રાચી સરસ્વતિ કિનારા નજીક કર્દમ વૃક્ષો તથા નાના પ્રકારના પુલ ઝાડોથી વીંટાએલા અને જેની સેવા દરરોજ રૂષિમુનિઓ કરી રહ્યા છે. એવા બીંદુ સરોવર ઉપર કર્દમ રૂષિ બિરાજેલા છે સર્વ તીર્થ રૂપ જલ જેની અંદર ભરાઇ રહેલું છે એવા બિંદુ સરોવરમાં જઇ સ્નાન કરવાથી અનેક પાપોનો નાશ થાય છે. તેમ ગયાથી સ્વર્ગ માઇલ છે, અને પ્રયાગથી મેલ ૩ દુર છે. પણ શ્રી સ્થાન એટલે બિંદુ સરોવરને પ્રાચી સરસ્વતિથી માત્ર એક હાથના છેટે સ્વર્ગ છે. એવા સરોવરમાં જઇ સ્નાન કરવાથી તમારાં સઘળાં પાપોનો નાશ થશે." એવાં વચન નારદજીનાં સાંભળી બળદેવજી ઘણા આનંદ પામ્યા ને ગુરૂની આજ્ઞા લેઇ ત્યાંથી બિંદુ સરોવર ઉપર આવ્યા. ત્યાં આવી કર્દમ વિગેરે રૂષિ મુનિઓનાં દર્શન કરી બિંદુ સરોવરના જળથી સ્નાન કર્યું. સ્નાન કર્યા સાથે પાપ રૂપી અંધકારનો નાશ થઇ સૂર્ય રૂપી આત્મજ્ઞાન પ્રાપ્ત થયું. એટલે રૂષિ મુનિઓ વિગરેની યથાવિધિ પૂજા કરી ઘણું દાન કર્યું, ને પાપ મૂકત થઇ પોતાના સ્થાને પધાર્યાં.

---

# પાંડવોને કૃષ્ણ ભગવાને પાપ મુક્ત થવા બતાવેલું તીર્થ.

---

**भ्रातृशोणितपानाच महत्पापीवृकोदर ॥**
**कृष्णेनप्रेशितोभीम यत्रबिंदुसरस्वति ॥ १ ॥**

જે વખતે પાંડવો વનમાં ફરતા હતા, ને દુર્યોધન તેમને મારવાની ઇચ્છાથી અનેક કાવતરાં કરતા હતા. તેવા વખતમાં લાખાગ્રહથી બચી પાંડવો કાપડીના વેષે ફરતા ફરતા મારવાડમાં આવ્યા. ત્યાં આગળ ભીમસેને બકરાક્ષનો નાશ કર્યો. તે પાપથી મુક્ત થવા કૃષ્ણ ભગવાનને વિનંતિ કરી ત્યારે કૃષ્ણ ભગવાન બોલ્યા કે "હે ભીમસેન તમો પાંચ બંધુ કુંતાજી સાથે કર્દમ રૂપિનો આશ્રમ કે જ્યાં ભગવાનના હર્ષનાં આંસુ પડવાથી બિંદુ નામનું સર તીર્થોમાં સરસ્વતિના કીનારે ઉત્પન્ન થયેલું છે અને જ્યાં કર્દમ વિગરે ઘણા પવિત્ર રૂષિ મુનિઓ જેની સેવા કરી રહેલા છે, એવા સ્થાનપર જઇ તેમાં સ્નાન કરવાથી સર્વ પાપોનો નાશ થાય છે. ત્યાં જઇ તમો સ્નાન કરો એટલે સર્વ પાપોથી મૂકત થશો. આ જગ્યાએથી સ્વર્ગ એક હાથના છેટે છે. એટલે ત્યાં જઇ સ્નાન કરવાથી ત્રિવિધિનાં પાપોથી મુકત થવાય છે. ને ત્યાં જઈ સ્નાન કરનારને ફરીથી જન્મ ધારણ કરવો પડતો નથી. માટે હે ભીમસેન તમો ત્યાં જાવ."

આવાં કૃષ્ણ ભગવાનનાં વચન સાંભળી ભીમ પોતાના બંધુ ત-

થા માતુશ્રી સાથે બિંદુ સારેવર આવી યથા વિધિ સ્નાન કરી પાપ થી મુકત થઇ ત્યાંથી પશ્ચિમે બે માઇલ દુર સરસ્વતિના ઉત્તર કિનારે દધિચી કુંડ ઉપર આશ્રમ કરી રહ્યા.

આ જગે હાલ પાંડવ સ્થાન નામથી પ્રસિદ્ધ છે. આ હકીકત આગળ આપી છે.

---

## અલ્પા તીર્થની ઉત્પત્તિ અને તેનું મહાત્મ.

---

આ અલ્પા તીર્થ એક સરોવરના નામથી ઓળખાય છે. અને તે એક ભીંતના અન્તરે બન્નેના કિનારા આવેલા છે. બિન્દુ સરોવર ઉપર શ્રાદ્ધ કરી પિંડ અલ્પા સરોવરમાં નાખવાનું ઘણું મહાત્મ છે. 'અલ્પા' એ નામ અલ્પજ્ઞાનથી સુષિલા શ્રાપથી શિલા થઇ પડેલી, તેનો ઉદ્ધાર થવાથી પડેલું છે.

કર્દમ રૂષિને સ્વયંભુ મનુએ પોતાની પુત્રીની સાથે કન્યાદાનમાં સુષિલા નામની દાસી આપી હતી. તે દાસી હમેશાં કર્દમ રૂષિની તથા દેવહુતિની સેવા ચાકરી તન મનથી કરતી હતી, કર્દમ રૂષિએ વંશ વૃદ્ધિ ખાતર કામિક વૈમાન ઉત્પન્ન કર્યું, બાદ કર્દમે દેવહુતિને આજ્ઞા કરી કે "હે સદ્દગુણ સંપન્ન મનુ પુત્રી ! આપ આ બિન્દુ સરોવરમાં સ્નાન કરી મારી પાસે આવો." આવાં પતિના વચન સાંભળી દેવહુતિ બિંન્દુ સરોવર અંદર સ્નાન કરવા ગયાં, સરોવર અંદર આખા અંગે સ્નાન કર્યાં બાદ તેમને સૂર્યના જેવું પ્રકાશમાન

ઘણું સુશોભિત, હીરા રત્ન જડીત મણિમય કામિક વિમાન નજરે પડયું, જેની સાથે સહસ્ત્ર દાસીઓ શુશોભિત વસ્ત્રાલંકારો સહિત વિંટાયેલી નજરે પડી. દેવહુતિ અને કર્દમ વૈમાનમાં બિરાજ્યાં એટલે વિંટાયેલી સહસ્ત્ર દાસીઓ બોલી કે–" હે કર્દમ મહામુને ! અને માતુશ્રી દેવહુતિ અમો દાસીઓ તમારી સેવા ચાકરી કરવા આવેલી છીએ. આપની આજ્ઞાનુસાર વર્તી આપની સેવામાં હમેશાં હાજર રહીશું." આવાં વચન સાંભળતાંની સાથે આ દાશીઓ સહિત વૈમાનને જોઇ સુવિજ્ઞા દાશીના મનમાં દાશીઓ પ્રત્યે વેરભાવ ઉત્પન્ન થયો.

કર્દમ રૂષિ પોતે ત્રિકાળ જ્ઞાની હોવાથી સુવિજ્ઞાનો મનોભાવ જાણી તેને શ્રાપ આપ્યો કે **શિલાભવ** આ શબ્દ રૂષિના મુખમાંથી નિકળતાની વારજ સુવિજ્ઞા મનમાં ઘણો ખેદ પામી ગદગદ કંઠે સ્તુતિ કરતી બોલી કે–હે રૂષિરાજ ! હું અજ્ઞાની હોવાથી મારા મનમાં ખોટો દ્વેશ ઉત્પન્ન થયો તેથી તેનો બદલો મને મળવોજ જોઇએ પણ હું અજ્ઞાની હોવાથી નિરપરાધી છું, માટે હે મહારાજ ! મારા ઉપર અનુગ્રહ કરો."

આવા વચન સાંભળી કર્દમ રૂષિ બોલ્યા કે–હે સુવિજ્ઞા ! તારા કર્તવ્યનું ફળ તને મળ્યું છે, મારો શ્રાપ મીથ્યા થનાર નથી, તો પણ તેં જે દ્વેષભાવ કર્યો છે, તે અજ્ઞાનતાથી થયેલો જાણી હું તને વચન આપું છું કે—" કૃષ્ણ પરમાત્મા જ્યારે કપિલા અવતાર ધારણ કરશે અને પોતાની માતાના ઉદ્ધારાર્થે સાંખ્ય શાસ્ત્ર તેમને સંભળાવશે તે સાંભળતાની સાથે તું જળ રૂપ થઇ મોક્ષ પામીશ.

અને તે જળથી જે સ્નાન કરશે તેનો પણ ઉદ્ધાર થશે, આટલાં વ-ચન બોલતાંની સાથે સુવિલા શિલા થઈ, તે કપિલ અવતાર થયા પછી સાંખ્ય શાસ્ત્ર સાંભળતાંની સાથેજ શિલા મટી જળ રૂપ થઇ ગઇ અને તે જળ અલ્પ બોધથી ઉત્પન્ન થયું માટે તેનું નામ "અલ્પાતીર્થ પડયું."

જેમ ગયામાં શ્રાદ્ધ કરી પિંડ વિષ્ણુ મંદિરમાં પાદુકા ઉપર મુકવાથી પિતૃઓનો મોક્ષ થાય છે તેમ બિંદુ સરોવર ઉપર શ્રાદ્ધ કરી અલ્પા સરોવરમાં પિંડ નાંખવાથી પિતૃઓ મોક્ષ પામે છે.

---

## કદ્રૂપા મટી સ્વરૂપા થયાનું દ્રષ્ટાંત.

ગરૂડની માતા કદ્રૂપાં હતાં તે નામ તેમના સ્વરૂપ ઉપરથી પડેલું હતું. એક વખતે કદ્રૂપા પોતાના પુત્ર ગરૂડને કહેવા લાગ્યાં કે–"હે પુત્ર ! તમારા ઉપર પોતે શંખ ચક્ર ધારી ભગવાન બિરા-જમાન થાય છે અને મને તમારા જેવા પુત્રની પ્રાપ્તિ છતાં મારૂં સ્વરૂપ કદ્રૂપું રહે એ બરોબર નહિ. કારણ મારા આ કદ્રૂપા સ્વ-રૂપથી મને હમેશાં ઓછું આવ્યા કરે છે, ને શરીરનું કર્તવ્ય કર-વામાં હમેશાં પીડા પામી દુઃખી થાઉછું માટે પુત્ર ધર્મ પ્રમાણે મારૂં કદ્રૂપું સ્વરૂપ મટાડવાનો તમારે કોઇ પણ ઉપાય શોધી કા-ઢવો જોઇએ"

માતાનાં આવાં વચન સાંભળી ગરૂડના મનમાં ઘણો ખેદ થયો અને તે વિષ્ણુ પાસે જઇ કહેવા લાગ્યો કે—"હે જગતનિયંતા

સર્વ વ્યાપક પ્રભુ! તમે મારા છત્ર તરીકે છો છતાં મારી માતા પોતાના કદરૂપા શરીરને લીધે ઘણું દુઃખી થાય છે. હે પિતામહ! પુત્રનો ધર્મ છે કે-પોતાનાં માત પિતાનાં સર્વ દુઃખો ટાળી પુત્રે પોતે ઋણ મુકત થવું જોઇએ, તેમાંનું મારાથી કંઇએ થઇ શકયું નથી માટે હે દીનદયાળ હું ઘણી આજીજી સાથે આપની યાચના કરૂંછું કે-" મારી માતાનું દુઃખ મટે એવો કોઈ ઉપાય હોય તો મને બતાવો.

ઉપરના દીન વચન સાંભળી પરમાત્મા ગરૂડ ઉપર પ્રસન્ન થઇ બોલ્યા કે-" હે ગરૂડ! તને અને તારા માતા પિતાને ધન્ય છે. કારણ માતા પિતા એ સપુત્રને સર્વ તીર્થનું ફળ આપનાર છે, અને તે કાર્ય બજાવવાની તારી ઇચ્છા છે તેથી હું તને કહુંછું કે-સિદ્ધ ક્ષેત્રમાં બિંદુ સરોવર તટે કર્દમ રૂષિની સાથે હું જ્યાં બિરાજમાન થયેલોછું, ત્યાં આગળ અલ્પા સરોવર છે તે સરોવરમાં સ્નાન કરવાથી તારી માતાનાં બધાં દુઃખો નાશ પામશે."

આવાં વચન સાંભળી ગરૂડ પોતાને સ્થાને આવી પોતાની માતા કદરૂપા સહિત અલ્પા સરોવરમાં જઇ સ્નાન કરાવાથી તમામ કદરૂપ અવયવોનો નાશ થયો અને સશકત અને સ્વરૂપમાન શરીર થયું અને તેની સાથે બધા દુઃખો નાશ પામ્યાં, જેથી તેણે ગરૂડને આશીર્વાદ આપ્યો.

આ સરોવરને હાલ અહીલ્યા સરોવર પણ કહે છે કારણ કે આ સરોવર હોલકરના રાજાની વિધવા રાણી અહીલ્યા બાઇએ બંધાવ્યું છે.

---

# જ્ઞાન વાવ ઉત્પત્તિ.

પુર્વે કૃષ્ણુ ભગવાને જ્યારે કપિલા અવતાર ધારણુ કર્યો, અને પોતાની માતા દેવહુતિને ઉપદેશ કર્યો. તે ઉપદેશથી તેમનો ઉદ્ધાર થઇ તે વૈમાનગાં બેશી સ્વર્ગે પધાર્યાં. તેમના શબને અગ્નિદાહ દઇ તેમનાં અસ્થી બિંદુ સરોવરમાં પધરાવી શ્રાદ્ધાદી ક્રિયા કરી પણુ તે અસ્થી બિંદુ સરોવરમાં ગળી જળ રૂપ નહી થવાથી કપિલ ભગવાન પોતાની માતુશ્રીનાં અસ્થી લઇ ગંગાજી જવા નિકળ્યા. તે વખતે આકાશ વાણી થઇ કે–" હે કપિલ ભગવાન ! આપે સર્વના ઉદ્ધારાર્થે જન્મ લીધો છે ને આપ જાણો છોકે આ તીર્થથી બીજું ગંગા પ્રયાગ વગરે એકે તીર્થ શ્રેષ્ટ નથી. ગંગાજી પોતાના પાપનો નાશ કરવા સારૂ દરરોજ એક વખત આ બિંદુ સરોવરમાં આવી સ્નાન કરે છે, ને તે અત્યારે પણુ આવેલાં છે, માટે આપ ઉત્તર તરફ દ્રષ્ટી કરો " આવી આકાશ વાણી સાંભળી કપિલ ભગવાન આશ્ચર્યથી ઉત્તર તરફ જોવા લાગ્યા તો સાક્ષાત ગંગાજીને પોતે સ્ત્રી સ્વરૂપે ઉભેલાં જોયાં. તેમને જોઇ કપિલ ભગવાન ઘણુા પ્રસન્ન થયા અને તરતજ ગંગાજી જળ રૂપ થઇ વહન કરવા લાગ્યાં. આ જગોએ તેમણે પોતાની માતુશ્રીના અસ્થી નાખ્યા કે તે તુરત પીગળી પાણી મય થઈ ગયાં, આ પ્રમાણે આત્મજ્ઞાન થતાંજ ગંગાજી ઉત્પન્ન થયાં, તેથી તે જગોનું નામ 'જ્ઞાન ગંગા' પડયું અને હાલ તે જ્ઞાન વાવના નામથી ઓળખાય છે, ત્યાર બાદ રૂષિ વિગરે લોકોએ તેમાં સ્નાન કર્યું અને કપીલ ભગવાન ઘણા વખત સુધી ત્યાં રહ્યા, બાદ ઘણી મુદ્દતે તે અદ્રષ્ય થયાં ને તે જગોએ વાવ કરા-

ની તે હાલ છે.

સંવત ૧૯૩૨ ની સાલમાં નારાયણ શર્મા નામનો એક વિદ્વાન બ્રાહ્મણ કાશી ક્ષેત્રથી આ ક્ષેત્રનું મહાત્મ વધારે જણાયાથી યાત્રાર્થે આવેલો, તેણે સિદ્ધપુર નિવાસી બ્રાહ્મણોને પૂછ્યું કે–"અહીં જ્ઞાન ગંગા છે તે ક્યાં છે." સિદ્ધપુર નિવાસી બ્રાહ્મણોએ તેને સિદ્ધકુપ કે જે બિંદુ સરોવરથી પૂર્વમાં પચાસેક કદમના આશરે દૂર છે તે બતાવ્યો, તે ઉપરથી કાશી નિવાસી શર્માએ વિચાર કર્યો કે સરોવરથી પૂર્વ દિશામાં જ્ઞાન ગંગા હોય નહી કારણ કપિલ ભગવાનને ઉત્તરમાં દર્શન આપ્યાં છે. તે ઉપરથી તેણે સરોવરથી ઉત્તર દિશા તરફ જમીન ખોદાવી તપાસ કરતાં અંદરથી જ્ઞાન ગંગાનો કુંડ તેમની નજરે પડ્યો. નજરે પડતાંજ સિદ્ધપુર નિવાશી બ્રાહ્મણોને તે હકીકત કહી ત્યારે તેમણે કહ્યું કે.

ज्ञानगंगायामृयः स्नात्वा पुनर्जन्म न विद्यते ॥
ज्ञानगंगे नमस्तुल्यं देवहुत्यासमुदभवे ॥
ग्रहाणार्घ्यंमयादतम् सुरेश्वर्यधनासति ॥

ભાવાર્થ કે જ્ઞાન ગંગામાં સ્નાન કરનારને ફરીથીજન્મ ધારણ કરવો પડતો નથી. જ્ઞાન ગંગાએ દેવહુતિના ઉદ્ધારના માટે ઉત્પન્ન થયેલાં એવાં હે ગંગે ! હું તમોને નમસ્કાર કરૂંછું.

# ગુહેશ્વર તીર્થ ઉત્પત્તિ.

પૂર્વે જાબાલી રૂષિએ નારદ પ્રત્યે કહ્યું છે કે—" હે નારદ ક-
ર્દમ પુત્રી અનુસુયા અત્રિ રૂષિને આપી તે અત્રિ રૂષિ અગ્નિ હોત્રી
હતા, તે ત્યાં અનુસુયાના લગ્ન વખતે આવ્યા ને લગન થયા પછી
અનુસુયા સાથે ગુહ્ય રીતે પુત્ર શંબંધી વાતચીત !કરી તે જગ્યાએ
અત્રીએ પોતાના આત્મજ્ઞાનથી પોતે ગુહેશ્વર મહાદેવની સ્થાપના
કરી, અને પોતાના સ્થાને ગયા, તે વખતથી આ સ્થાન ગુહેશ્વરના
નામથી ઓળખાય છે આ તીર્થનું બિંદુ સરોવરથી નજીકમાં ઉત્તર
બાજુએ ઘણું પુણ્યકારક સ્થાન આવેલું છે.

---

## શ્રાધ્ધ મહાત્મ્ય.

( નિર્ણય સિંધુમાં ) કાત્યયન રૂષિએ કહ્યું છે કે—" સર-
સ્વતિ, તથા બિંદુ સરોવરપર માતાનું શ્રાદ્ધ પતિથી જૂદું કરવાથી
તેના માતાદિ પિતૃ લોક બ્રહ્મ લોકને પામે છે. અને તેમને ફરીથી
અવતાર ધારણ કરવો પડતો નથી." કહ્યું છે કે—

अन्व ष्टका सुद्दधौच गया यांच क्षये हानि ।
अत्र मातुः पृथक् श्राध्धं अन्यत्र पातिना सहः ॥
गयायां योजनं स्वर्गे मयागे चार्ध योजनम् ।

श्री स्थळे हस्तमात्रं च यत्र बिंदु सरस्वति ॥

અહો ! સરસ્વતિનું અને બિંદુ સરોવરનું કેટલું મહાત્મ્ય છે! ગયાથી સ્વર્ગ ૭ માઇલ દૂર છે, પ્રયાગથી ૩ માઇલ દૂર છે, પણ સરસ્વતિ તથા બિંદુ સરોવરથી માત્ર એક હાથને છેટે સ્વર્ગ આવેલું છે.

सिध्ध क्षेत्रे तुया श्राधं वागी शायस्य सनिंधौ ॥
नमोस्तु देव दवेश भूतर्षि पितृ पोषकः ॥
आ ब्रह्मस्तम्बपर्यन्तं देवर्षि पितृ मानवाः ॥
तृप्यन्तु पितरःसर्वे मातृ माता महादयः ॥ १ ॥
एकोतर शतंचैव कुलानां तारणायच
जल रूपेण सादेवी सर्व पाप प्रणाशिनी ॥ १ ॥

અર્થ—સિધ્ધ ક્ષેત્રમાં સરસ્વતિ સામે બિંદુ સરોવરપર જે શ્રાધ્ધ કરે છે માતાદિ પિતૃઓને જે પિંડ આપે છે તેના પિતૃઓનો ઉધ્ધાર થાયછે ને મોક્ષ પામેછે. ઇકોતેર પેઢીના પિતૃઓનો તારવાને અર્થે સરસ્વતિ અત્રે જળરૂપે વહન કરે છે.

વળી કહ્યું છે કે—

गण्यते पांसवो भूमे गण्यते वृष्ठि बिन्दवः ॥
नगण्यते विधातापि श्राध्ध संरक्षणे फलम् ॥

જમીન પરના રજકણો કોઇ વખત ગણી શકાય છે તેમ વ-

રસાદિની જળધારાના બિંન્દુઓની ગણના પણ થઇ શકે છે, પણ શ્રાદ્ધથી મળતા ફળની ગણના બ્રહ્મદેવથી પણ થઇ શકતી નથી એવું મનુ મહારાજનું વચન છે,

તેમજ વામન પુરાણમાં કહ્યું છે કે—"માતૃ તીર્થમાં સ્નાન શ્રાદ્ધાદિ વિધિ પૂર્વક કરવાથી શ્રાદ્ધ કહનારના વંશની વૃદ્ધિ થાય છે,

આ જગોએ કપિલ મહામુનિએ પોતાની માતુશ્રી દેવહુતિનું, તેમજ જમદગ્નિ પુત્ર પરશુરામે પોતાની માતા રેણુકાનો વધ કરવાથી પોતાના પાપનો નાશ થઇ માતાનો ઉધ્ધાર કેવી રીતે થશે, એ બાબત ચિંતવન કરતાં મારવાડ દેશ નજીક પ્રાચી માધવ સન્મુખ બિન્દુ સરોવર પર આવી માતૃશ્રાધ્ધ કરી પોતે પાપ મુક્ત થયા તેમજ માતાનો ઉદ્ધાર કર્યો.

આ શ્રાદ્ધ કરનાર સજ્જનોને કોઇ પ્રકારની હરકત પડતી નથી કારણ કે જોઇતો સરસામાન તીર્થના ગોર લાવી આપે છે, અને તે શાસ્ત્ર વિધિથી શ્રાદ્ધ કરાવે છે.

---

## કાશીથી ગંગાજીનું પાપ મુક્ત થવા પધારવું.

---

जान्हव्युवाच

कलिकल्मषकोटयैघै ब्रह्महत्यादिकैर्युताः ॥
कलिकालेहृषीकेश स्नानंकुर्वतिमज्जले ॥

तेषांपापशतैदोषैः देहोमेकलुषिकृतः ॥
कथंयास्यसिमेदेव पातकंगरुडध्वज ॥

એક વખતે ગંગાજીએ પરમાત્મા માધવને પુછ્યું કે—" હે ગરૂડધ્વજ ! કલીયુગના વિષે બ્રહ્મ હત્યાદિક કોટી પાપો વાળા લોકો માસમાં સ્નાન કરી પાવન થાય છે તેમના પાપોથી હું દુષિત થઇ પીડા પામુંછું, તે નિવારણ કરવાના ઉપાય માટે આપની પાસે આવીછું, માટે કૃપા કરી તે બતાવો ?

प्राचीमाधवउवाच

कथयामिनसंदेहो मापुत्रीरोदनंकुरु ॥
इथामोवटस्थमेस्थानं प्राचीदेविममागृतः ॥
वहतेब्रह्मतनया द्रष्ट्वाग्रेचसुरेश्वरी ॥
स्नानंकुरुष्वनित्यत्वं त्वत्रपुताभविष्यसि ॥
तिर्थकोटिशतैर्युक्तः सुरैःसहवसाम्यहम् ॥
पवित्रंमत्प्रियंस्थानं हत्वाकोटिविनाशनम् ॥
यत्रब्रह्मसुताप्राची तत्राहंनात्रसंशयः ॥
संतुष्टेनमयादत्तं यस्मात्प्राणाधिकासिमे ॥
तिर्थकोटिसहस्त्राणि नित्यंतिष्टतिजान्हवी ॥

प्राचीसरस्वतितोये सर्वदेवसमाज्ञया ॥
ब्रह्मवधात्सुरापानात् गोवधात्पशवधात् ॥
ब्रह्मस्वहरणादेव मातापित्रोस्तवनाशनम् ॥
चक्रियानादुगुरु द्रोहात्ऽभक्ष्यस्यचभक्षणात्॥
सर्वपापस्यकरणात् प्राचीब्रह्मसुतासुते
व्यपोहयतिपापानीसकृत्स्नानेनमेस्मृतः ॥
कुरुस्नानंसरित्च्छेष्ट विपापात्वंभविष्यसि ॥

આ પ્રમાણે સાંભળી માધવ ગંગા પ્રત્યે કહેવા લાગ્યા કે— "હે ગંગે! તું કલ્પાંત કરીશ નહી. હું તને પાપ મુકત થવાનું સ્થાન બતાવું છું. તે સાંભળ. હું પ્રાચી સરસ્વતિ કિનારે નિવાસ કરૂં છું ત્યાં મારા આગળ બ્રહ્માની પુત્રી સરસ્વતિ ઘણા દેવો સહ રહેલાં છે, તેની અંદર દરરોજ સ્નાન કરવાથી તારા તમામ પાપોનો નાશ થશે, હું ત્યાં આગળ તેતરીશ કરોડ દેવતાઓ સાથે રહું છું. આ સ્થાન ઘણું પવિત્ર છે ને તે કોટી પાપોનો નાશ કરનાર છે, હું તારા ઉપર પ્રસન્ન થવાથી પ્રાણુથી અધિક જે તીર્થ તે હું તને બતાવું છું, આ જગોએ બ્રહ્મ હત્યા વાળો સુરાપાન કરનારો, ગૌવધ કરનારો, બીજા પ્રાણીઓનો વધ કરનારો, બ્રાહ્મણોનું દ્રવ્ય ચોરનાર માતા પીતા તથા દેવોનો તિરસ્કાર કરનાર, ગુરૂ દ્રોહી, અભક્ષ્ય પદાર્થ ખાનાર તથા તે સિવાય બીજાં પાપ કરનાર પણ હે ગંગા, સરસ્વતિમાં એક વખત મારા સન્મુખ સ્નાન કરે તો તેનાં પાપો

નાશ પામે છે, માટે હે ગંગે ! તું પણ ત્યાં જઇ સ્નાન કર એટલે તમામ પાપોનો નાશ થશે.

जान्हव्युवाच

नांहंशक्तोपिदेवेश आगंतुनित्यमेवहि ॥
कथंनश्यतिपापानि कथयस्वेहमाधव ॥

ગંગાજી બોલ્યાં કે ! હે માધવ ! મારામાં દરરોજ પાપી લોકો સ્નાન કરે છે. ને તે પાપ નિવારણ કરવા દરરોજ આવી શકાય નહી માટે મને સરળ માર્ગ બતાવો ?

प्राचीमाधवउवाच

नशक्तोपियदागंतु नित्यमेवहिजान्हवि ॥
तदान्यत्संप्रवक्षामि यस्मात्मत्प्रसादसंभवाः ॥

હે ગંગે ! તારાથી દરરોજ આવી ન શકાય તેમ હોય તો હું તને બીજો માર્ગ બતાવું છું તે તું સાંભળ.

चतुर्दश्यांपौर्णिमास्यां ऽक्षयायांदिनक्षये ॥
व्यतिपातेचग्रहणे ऽन्यस्मिन्पुण्यदिनेपिच ॥

ચૌદશે, પુનમે, અમાવાસ્યાએ, ક્ષયના દીવસે, વ્યતિપાતે તથા ગ્રહણના દિવસે અને બીજા કોઇ શુભ દિવસે આવી સ્નાન કરવાથી તારા પાપોનો નાશ થશે.

सरस्वत्यांमहाराज अनुसंवत्सरंचत ॥
द्रश्यतेभारतःश्रेष्टं वृतांवैकार्तिकीसदा ॥

વરસમાં ગમે તે દિવસે અગર તો કારતકી પુર્ણીમા પર આવી સ્નાન કરવાથી આખા વરસનાં પાપોની મુક્તિ થશે.

## શ્રી રૂદ્રમહાલય વર્ણન.

---

શિદ્ધપુરમાં પ્રાચીન કાળથી રૂદ્રેશ્વર માહાદેવનું દેવળ છે. જેને પુરાણોમાં " રૂદ્ર મહાલય " એ નામથી ઓળખે છે.

પદ્મ પુરાણના ઉત્તર ખંડમાં લખ્યું છે કે આ રૂદ્ર મહાલય તીર્થ, સાક્ષાત માહાદેવે બનાવ્યું છે, અને તે ઘણું પવિત્ર છે, ત્યાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓ રૂદ્ર લોકમાં જાય છે, અને ત્યાં સ્નાન તથા દાન કરવાથી સંસારમાં ફરી જન્મ થતો નથી, આ રૂદ્ર મહાલય દેવળ ઘણા પ્રાચીન કાળનું છે; એવું આપણને પુરાણો ઉપરથી ભાસે છે, આ રૂદ્ર મહાલય દસમા સૈકા પહેલાં કયાં આવ્યું છે ? તેની લોકોને કેટલાક કાળથી ખબર નહોતી; દસમા સૈકામાં ગુજરાતની ગાદી ઉપર મુળરાજ નામનો સોલંકી રાજા રાજ્ય કરતો હતો, તે પોતાના મોસાળના કુળનો નાશ કરી ગાદી ઉપર બેઠો હતો, જ્યારે ઘડપણનો વખત થયો ત્યારે મુળરાજને પોતાના મોસાળનું નીકંદન કર્યાનો પશ્ચાતાપ થયો; તે પાપના નીવારણ અર્થે તીર્થ-

યાત્રા તથા દાન વીગેરે કરવા સારૂ દેશાટન કરવા નીકળ્યો. જે વખતે તે શ્રી સ્થળ ( સીદ્ધપુર ) માં આવ્યો, ત્યારે તેણે અંતકાળ પાસે આવ્યો છે એવું જાણી ત્યાંજ વાસ કર્યો; પણ શ્રી સ્થળમાં તે વખતે બ્રાહ્મણો નહોતા; તેથી મુળરાજે ઉત્તર ખંડમાંથી બ્રાહ્મણો બોલાવવા તજવીજ કરી. તે બ્રાહ્મણો પોતાના કુટુંબ સહીત કુમારીકા ક્ષેત્રમાં આવ્યા; એકંદર અગીઆરસો નવ બ્રાહ્મણો આવ્યા. તેમાં કેટલાક રૂષિ પુત્રો પણ આવ્યા હતા. આ તમામ બ્રાહ્મણો અગ્નિ હોત્રી હતા. તેમણે હોમ કરવા માંડયો, તેનો ધુમાડો આકાશ માર્ગે ગયો. તેથી મુળરાજે જાણ્યું કે બ્રાહ્મણો નગરમાં આવી પહોંચ્યા છે. તે ઉપરથી મુળરાજ પોતે બ્રાહ્મણો પાસે જઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કેહેવા લાગ્યો કે, " હે બ્રાહ્મણો તમારી કૃપાથી મારા જન્મનું સાર્થક થયું છે, અને હવે મારી આશા પૂર્ણ થશે. "

મુળરાજે કહ્યું કે હે બ્રાહ્મણો આ રાજ્ય પાટ, હાથી, ઘોડા, સોનુ રૂપુ, વીગેરે તમામ હું તમોને ભેટ કરૂછું. અને હું તમારો રંક દાસછું. બ્રાહ્મણોએ કહ્યું કે મહાન રાજન અમો રાજ્યકારભાર ચલાવવાને શકિતમાન નથી. અમો તમારૂ રાજ્ય લેઇ તમને ધુળધાણી કરવા ચહાતા નથી; કારણ પરશુરામે એકવીસવાર પૃથ્વી નક્ષત્રી કરી બ્રાહ્મણોને આપી હતી. પણ તે બ્રાહ્મણો પાસે રહી નથી; હમો તમારી પાસે રેહેવા ઇચ્છતા નથી કારણ જે રાજા પાસે રેહે છે તે સંકટને પામે છે, જો આપને દાન આપવાની ઇચ્છા હોય તો

શ્રીસ્થળ આપો. અને સોના રૂપાથી શ્રી સ્થળને શોભાવો. તે ઉપરથી મુળરાજે બ્રાહ્મણોની અર્ધ્ય પાદ્ય પુજા કરી કનક, કડકીયાં, ભેટ કરી શ્રી સ્થળ આપી દીધું. તે શિવાય હાથી ઘોડા વીગેરે પણ ભેટ કર્યું.

મુળરાજે શ્રી સ્થળમાં નિવાસ કર્યા પછી બ્રાહ્મણોના કેહેવા પ્રમાણે શ્રી સ્થળને સોભાવવા સારૂ રૂદ્ર મહાલય બાંન્ધવા સારૂ વિચાર કર્યો. આ રૂદ્ર મહાલય બાંધવા માટે મહુર્ત્ત જોવા સારૂ ઉદ્ધડ જોષીને મારવાડમાંથી બોલાવ્યા. તેમનો ધંધો રબારીનો હતો. તે શ્રી સ્થળમાં આવ્યા પછી રાજાએ સભા ભરી રૂદ્ર મહાલય બાંધવા માટે મહૂરત પુછ્યું. તે ઉપરથી તેમણે યોગ્ય સમય જોઇ મહુર્ત્ત બતાવ્યું અને કહ્યું કે—" આ મહુર્ત્તમાં જો રૂદ્ર મહાલયનો પાયો ખોદવા માટે ખીલી ઠોકો તો ખીલી શેષ નાગના માથામાં વાગશે. અને બહુ કાળ સુધી રેહેશે. " એ પ્રમાણે કહ્યું. તે ઉપરથી ત્યાં ખીલી ઠોકી. પણ " તે વખતે સભામાં કેટલાક મશ્કરા બ્રાહ્મણો હતા. તેમણે એ વાત હસી કાઢી અને બ્રાહ્મણો બોલ્યા કે " જમીન ઉપર મારેલી ખીલી શેષનાગના માથામાં વાગી શકે નહીં. માટે ઉદ્ધડજોષીનું કહેવું ખોટું છે." તે ઉપરથી રાજાએ ખીલી ઉખેડી જોવા સારૂ હુકમ કર્યો. તે ખીલી જોતાં ખીલીના છેવટ ભાગે લોહી લાગેલું હતું; તે તમામ બ્રાહ્મણો તથા રાજાએ જોયું. તેથી બ્રાહ્મણો તથા રાજા નીસ્તેજ થઇ ગયા; અને ઉદ્ધડ જોષીને ફરીથી બીજુ મુહુર્ત્ત આપવા વિનંતી કરી તે ઉપરથી ઉદ્ધડ જોષીએ બીજુ મહુ-

ર્ત્ત આપ્યું. અને તે મહુર્ત્તમાં ખીલી ઠોકી. એટલે રાજાએ પૂછયું કે હવે ખીલી કયાં વાગી. એટલે ઉદ્દડ જોષીએ કહ્યું કે—" એ ખીલી શેષ નાગના પૂછડા ઉપર વાગી છે. માટે રૂદ્રમાલને તોડનાર કોઇ યવન જાગશે;" એ પ્રમાણે કહ્યું તે ઉપરથી મુળરાજે એક ભવ્ય મંદિર બાંધવાનો આરંભ કર્યો પણ થોડા કાળમાં તેનું મૃત્યુ થવાથી રૂદ્ર મહાલયનું કામ અધુરૂ રહ્યું; આ અધુરૂં રહેલું કામ મુળરાજની છઠી પેઢીએ ઉત્પન્ન થએલા સિદ્ધરાજ જયસીંહે પૂર્ણ કર્યું. અને તેમાં માહાદેવની પતિષ્ઠા કરી. આ વખતે સિદ્ધરાજે રૂદ્ર મહાલય સિવાય બીજાં અગીઆર હજાર શિવલીંગની પ્રતિષ્ઠાઓ ઉત્તરમાંથી બોલાવેલા બ્રાહ્મણો પાસે કરાવી. અને તેમને દક્ષણામાં ઘણી મોટી જાગીરો આપી.

ઉત્તરમાંથી આવેલા બ્રાહ્મણો હાલ " ઔદીચ " એ સંજ્ઞાથી ઓળખાય છે. આ રૂદ્ર મહાલયના મંદિરની સાથે સિદ્ધરાજે પોતાનું નામ કાયમ રાખવા માટે મોક્ષ પિંપળાની નજીક બાવાની વાડીમાં શ્રી સિદ્ધનાથ માહાદેવની સ્થાપના કરી અને તેવીજ રીતે વહોરવાડમાં છબીલા હનુમાનની પણ સ્થાપના કરી.

આ રૂદ્ર મહાલયને અગીઆર માળ હતા. તેથી રૂદ્રમાળો કહેવાય છે. અને તે પ્રત્યેક માળામાં ઘણા ઘંટ હતા. તેમાં સૌથી મોટો ઘંટ રૂદ્રેશ્વર માહાદેવમાં મધ્ય સ્થળે હતો જે વખતે માહાદેવની આરતી થતી તે વખતે મધ્ય સ્થળનો ઘંટ વગાડતાંજ માળામાંના તમામ ઘંટ આપોઆપ વાગતા હતા એવી ખુબી કરેલી

હતી; આ રૂદ્રમાળના ઉપરના ભાગમાંથી હાલનું પાટણ શહેર જે કે પ્રથમ ગુજરાતની રાજધાની ગણાતું હતું તે દેખાતું હતું. અને પાટણની પાણીઆરીઓ પાણી ભરીને જતી હોય તે જોવામાં આવતું હતું. તે સિવાય રૂદ્રમાળના ઉપરના ભાગે રોશનાઇ કરવામાં આવે તેનો પ્રકાશ પાટણમાં પડતો હતો. એટલુ એ દેવાલય ઊંચું હતું. આ રૂદ્ર મહાલય સીદ્ધપુરના અડધા ભાગમાં હતું. એટલું લાંબુ પહોળું હતું. એ વિશાળ દેવળને લોકો રૂદ્ર મહાલય, રૂદ્રમાળ, અગર રૂદ્રમાળો, એ નામથી ઓળખે છે. આ સુંદર ભવ્ય મંદિરને આખા ભરત ખંડમાં પ્રખ્યાત અને જોવા જેવા ધામોમાંનુ એક ઉંચીમાં ગણેલું છે. જે હાલ આપણને તે વખતની કળા કૌશલ્યતા અને બાહોશ સિલ્પ શાસ્ત્રીઓનું સ્મરણ કરાવે છે.

ઉપર પ્રમાણે સ્થિતીનું ભવ્ય મંદિર બાંધ્યાને કેટલોક કાળ વ્યતિત થયા પછી હિંદુસ્થાનના કમ નસીબે દીલ્હીની ગાદી ઉપર અલાઉદીન નામનો ધર્માધરાજા આવ્યો તેણે ગુજરાત ઉપર ચઢાઈ કરી અને ગુર્જરપતિ કરણ ઘેલાના વખતમાં આ ભવ્ય મંદિરને જમીન દોસ્ત કરી નાખ્યું. હાલમાં રૂદ્રમાળનો સરસ્વતિ નદીના કીનારા ઉપરનો થોડોક ભાગ એક માળનો કાયમ રહેલો છે. તેના તુટી ગએલા દરવાજા તથા સ્થંભો હાલ અસલ સ્થિતીમાં જોવામાં આવે છે.

અલાઉદીને રૂદ્ર મહાલય તોડયો તે વખતે ઘણા બ્રાહ્મણોને બળાત્કારે મુસલમાન કર્યા. જેમના વંશજો હાલ સિદ્ધપુરમાં વહોરા

છે તેઓ હાલ પંડયા, દવે, તરવાડી, વિગેરે સંજ્ઞાથી ઓળખાય છે.

રૂદ્ર મહાલય તોડયા પછી બ્રાહ્મણોએ રૂદ્રેશ્વર માહાદેવને સિદ્ધપુરથી ઊઠાવીને શિરોહીના રાજ્યમાં લેઈ ગયા. અને ત્યાં રૂદ્રેશ્વર મહાદેવનુ નામ બદલી " શરણેશ્વર મહાદેવ " ના નામથી સ્થાપના કરી. આ સંબંધમાં કેટલાક લોકો—રાજા સિધ્ધપુર આવી માહાદેવને લેઇ ગયાનું પણ કહે છે.



## શ્રી રણછોડરાય ઉત્પત્તિ.



શહેરમાં શ્રી ગોવીંદ, માધવના મંદીર નજીક શ્રી રણછોડરાયનું મંદિર છે. આ મંદિરની મૂર્તિ સંવત ૧૮૨૩ ના ચોમાસામાં મોટી રેલ આવીને તે રેલ વિરામ પામી. ત્યારે મોક્ષ પીપળા નજદીકમાં જમીનતું ખોદાણ થવાથી કૃષ્ણ સ્વરૂપ અખંડ મૂર્તિ ચતુભૂજરૂપે દેખાઇ હાથમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરેલાં હતાં. આવા કૃષ્ણ ભગવાંન સાક્ષાત દેખાયાથી ત્યાંના વહીવટદાર તાત્યા સાહેબ ફર કરે. કરીને હતા. તે ત્યાં ગયાને જોયું : તો સાક્ષાત શ્રી કૃષ્ણ પ્રતિમા જોઈ. તાત્યા સાહેબ. ઘણા ભાવિક હોવાથી. તેમણે તે મૂર્તિની સ્થાપના કરી. સરકાર તરફથી તેમના નૈવેદ્ય ભોગ માટે

દર વરસના રૂ. ૨૬૨ બંધાની આપ્યા છે હાલ સુધી મળે છે. ને દક્ષિણી બ્રાહ્મણો તેમની સેવા પૂજા કરે છે.

આ જગ્યામાં દક્ષિણી બ્રાહ્મણોને ઉતરવા સારી સગવડ છે. આ મંદિરમાં શ્રાવણ વદી ૧ થી તે ૮ સુધી મોટો ઓત્સવ થાય છે. તેમાં હરિકિર્તનાદીક થાય છે.

---

## શ્રી સત્યનારાયણ સ્થાપના.

---

સંવત્ ૧૯૫૫ ની સાલમાં પંડયા ભવાનીશંકર ઉર્ફે ગોવિંદરામ નામના સિધ્ધપુરમાં એક બ્રાહ્મણ હતા. તેમને કાંઇ સંતતિ નહિ હોવાથી મનમાં હમેશાં પોતાની સદ્‌ગુણ સંપન્ન સ્ત્રી સાથે ઉદ્વેગમાં રહેતા હતા. તેમણે શ્રી સત્યનારાયણની પુત્રની ઇચ્છાથી એક ચિત્તે પૂજા અર્ચા કરવી શરૂ કરી. તેમની સેવા પૂજાથી સત્યનારાયણ પ્રભુ પ્રસન્ન થયા અને સ્વપ્નાદ્વારાએ પોતાની સ્થાપના કરવા ભવાનીશંકરને કહ્યું. તે પ્રમાણે તેણે પોતાના મકાનની અંદર તેમની પ્રતિષ્ઠા કરી; બાદ દિન પ્રતિદિન સેવા પૂજા ઘણા ભાવથી કરતાં તેમના અંતઃકરણમાંથી પરમાત્માએ પુત્ર વાંચ્છના નાબુદ કરી નાખી. આ પ્રમાણે શ્રી સત્યનારાયણ પ્રત્યેની તેની

ભક્તિ થકી તેના મનની સઘળી ઇચ્છાઓ વજી પરમશાન્તિને પામ્યો.

---

## વહોરવાડના છબીલા હનુમાન.

---

આ હનુમાનની પ્રતિષ્ટા આપણા ગુર્જર પતિ સિદ્ધરાજે કરેલી હોવાનું જણાય છે, સિદ્ધપુર રૂદ્રમહાલય બાંધવાની શરૂઆત પ્રથમ મુળરાજે કરેલી પણ તેમના વખતમાં તે કામ પુરૂં થતાં અધુરૂં રહ્યું તે જેવું ને તેવું ઘણા વરસો સુધી પડી રહ્યા બાદ સિધ્ધરાજે પોતાની કારકીર્દિમાં તેને પુરૂં કર્યું, આ કામ પુરૂં કર્યા પછી તેમણે ઘણા દેવાલયો બંધાવી દેવોની સ્થાપનાઓ કરી તે વખતે આ હનુમાનની પ્રતિષ્ઠા કરી, તેમનું નામ છબીલા પાડયું. આ વખતે સિદ્ધપુરમાં હિંદુઓની વસ્તી હતી, આ સ્થાપનાઓ થયા પછી ઘણી લાંબી મુદતતે જ્યારે દિલ્લીની ગાદી ઉપર ધર્માંધ મુસલમાન બાદશાહ અલ્લાઉદીન બેઠો તેણે હિંદુ રાજ્ય ઉપર ચઢાઇઓ કરી હીંદુઓને વટલાવા માંડયા હતા ત્યારે સિધ્ધપુરમાં આવી રૂદ્રમાળો તોડી બ્રાહ્મણોને વટલાવા માંડયા. છેવટ આ છબીલા હનુમાનજીએ સ્વપ્ન આપ્યું કે તારા ઘરમાં ઘણાં પુસ્તકોછે, તેમાં ઉર્દુમાં લખેલી ગીતાજી બતાવ તે બતાવ્યાથી મારૂં દેવળ તોડશે નહી, સવારે તેણે પોતાને ઘેર તપાસ કર્યો તો ઘરમાં તેમના વચન પ્રમાણે ઉરદુ ભા-

વાનું એક પુસ્તક મળ્યું તે ગીતાજી હોવાથી બાદશાહને બતાવ્યું, બાદશાહ ઉરદુ ગીતાજી જોઇ આશ્ચર્ય પામ્યો. ને છબીલા હનુમાનનું દેવળ ભ્રષ્ટ ન કરતાં જેવું ને તેવું રહેવા દીધું ને ત્યાંથી ચાલ્યો ગયો તે આજ દિન સુધી પણ તેવુંજ છે.

આશ્ચર્યની વાત એ છે કે આ હનુમાનના દેવળની આજુ-બાજુ તમામ વસ્તી મુસલમાન કોમના વોરાઓની છે, આ લોકોએ હનુમાનનું દેવળ કાઢવા માટે ઘણા પ્રયત્ન કર્યા પણ તેમનું કાંઇ વળ્યું નથી.

સંવત ૧૯૬૫ ની સાલે મુસલમાનોએ તોફાન કર્યું હતું તેમાં ઘણા માણસોને વાગ્યું હતું છેવટે આપણા લોકપ્રિય ને બાહોશ કડી પ્રાંતના સુબા રા. બા. ખાશેરાવજીએ જઇ તેને શાન્ત પાડી સમાધાન કર્યું હતું.

તે પહેલાં પણ એક બે વખત આ લોકોએ તોફાન કર્યું હતું. ને સંવત ૧૯૧૮ ની સાલમાં શ્રીમંત ખંડેરાવ મહારાજા સાહેબની સ્વારી ત્યાં પધારી તે વખતે તોફાન થવાથી વહોરા લોકો જોડે કરાર કરેલો છે કે હુતાશણી (હોળી) ના તહેવારોમાં ફાગણ વદ ૧ ના દિ-વસે હિંદુ લોકો ખેલવા નીકળે છે, તે વખતે ઘણો કોલાહલ કરી બીભત્સ લાવણી ઠુમરી વિગરે ગાતા ગાતા ફરે છે ને દેવદર્શન કરે છે, આ દિવસે હિંદુ લોકો છબીલા હનુમાને ખેલવા જતા. " તે વખતે બીભત્સ શબ્દ ના બોલે તેના માટે સવા રૂપીયો ને એક શ્રી-

રજા મુસલમાન હિંદુઓને આપે " કે હિંદુ વગર બોલે ત્યાં જઈ દર્શન કરી પાછા આવે, આ પ્રમાણે આજદિન સુધી ચાલે છે.

---

## બટુકેશ્વર તીર્થ.

---

સરસ્વતિ તટથી આશરે બે અઢી મૈલ ઉપર જ્યાં પાંડવોનો આશ્રમ છે, ત્યાં આગળ " બટુકેશ્વર " નામના મહાદેવનું દેવાલયછે, જે વખતે પાંડવો આશ્રમ બાંધી દધીચી કુંડ ઉપર રહ્યા હતા. તે વખતે ધર્મ રાજાને દધીચીમાં સ્નાન કરવાથી દીવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું અને તેમનુ પાપ નિવારણ થવાથી અંતઃકરણ પણ સુદ્ધ થયું, ત્યાં એક વખતે સ્વપ્ના દ્વારાએ બટુક રૂપે મહાદેવજીએ દર્શન આપ્યું, સ્વપ્નામાં મહાદેવનો દર્શન થવાથી ત્યાં આગળ રાજાએ મહાદેવની સ્થાપના કરી.

સિધ્ધપુર નિવાસી બ્રહ્મણો ઉપવિત વખતે શાસ્ત્રના આધારે વદ ભણવા સારૂ હાથમાં દંડને પોથી આપી બ્રહ્મચારી વેશે ત્યાં મોકલે છે તે આ જગોએ દધીચી કુંડમાં સ્નાન કરી ત્રણ રાત્રિ ત્યાં રહી મહાદેવની સેવા પૂજા કરી બાદ પોતાના ઘેર આવે છે હાલ પણ તે રિવાજ ચાલુ છે.

આ મહાદેવ આગળ પૂર્વે બ્રહ્માએ ઘણી તપશ્ચર્યા કરી તેમન પૂજા કરેલાનું જણાય છે.

# ચંદ્ર તીર્થ,

સરસ્વતિ કિનારાથી એક માઇલના આશરે સામે કિનારે ચંદ્ર તીર્થ નામના મહાદેવ છે. આ મહાદેવની સ્થાપના ચંદ્રે કરેલી છે.

સતયુગમાં દક્ષ પ્રજાપતિને ૫૦ પચાસ કન્યાઓ હતી તે પૈકી ૨૭ ચંદ્રને આપી તેમાં રોહીણીના ઉપર તેમનો વધારે પ્રેમ હોવાથી બાકીની ૨૬ છવીશ પોતાના પિતા દક્ષ પ્રજાપતિ પાસે જઈ સર્વ હકીકત નિવેદિત કરી, તે ઉપરથી દક્ષે ચંદ્રમાને શ્રાપ આપ્યો કે "તું ક્ષયરોગી થઇશ."

આ શ્રાપથી તે વ્યાકુળ થઇ પોતે બ્રહ્મા પાસે ગયો બ્રહ્માએ કહ્યું કે-" દક્ષનો આપેલો શ્રાપ મારાથી મિથ્યા થવાનો નથી. " માટે ચાલો આપણે દક્ષ પાસે જઇએ." ત્યારબાદ બ્રહ્મા તથા ચંદ્રમા દક્ષ પાશે ગયા, બ્રહ્માએ દક્ષને ઘણું સમજાવ્યું પણ તેણે માન્યું નહિ, ત્યારે બ્રહ્માએ ચંદ્રમાને કહ્યું કે " હે ચંદ્રમા તમો હવે મારા થકી ઉત્પન્ન થયેલી એવી બ્રહ્મા વૈષ્ણવીને રૈદ્રી શાક્ષાત રૂગવેદના રૂસરૂપ પાપોના ઓઘને નાશ કરવાવાળી જે મધ્ય ગંગા કહેવાય છે એવાં સરસ્વતિના કિનારે જઇ તું તપશ્ચર્યા કર કે તારા ક્ષયનો નાશ થશે." આવાં બ્રહ્માનાં વચન સાંભળી ચંદ્રમા તપશ્ચર્યા કરવા આવ્યા ત્યાં આવી એકાંતમાં તેમણે ઘણો વખત તપશ્ચર્યા કરી ત્યારે શંકર પ્રસન્ન થયા અને દર્શન આપ્યાં, તે જોઇ ચંદ્રમા આશ્ચર્ય પામ્યા ને તેમની સ્તુતિ દીન વચને કરવા મંડ્યા.

ચંદ્રમાની સ્તુતિથી મહાદેવજી પ્રસન્ન થયા ને વર માગવા કહેવાથી તે બોલ્યા કે-"હે મહારાજ! મને દક્ષના શ્રાપથી મુકત કરો." મહાદેવે "તથાસ્તુ" કહી કહ્યું કે-"હે ચંદ્રમા મારે આ જગોએ રહેવાની ઇચ્છા છે, માટે તુ મારી સ્થાપના કર." ત્યારે ચંદ્રમાએ ત્યાં આગળ મહાદેવની સ્થાપના કરી. તે ઉપરથી તેમનું નામ ચંદ્રેશ્વર પડચું છે.

---

## બ્રહ્માંડેશ્વર ઉત્પત્તિ.

---

પૂર્વે એક વખતે બ્રહ્માને સરસ્વતિ પ્રદક્ષિણાની ઇચ્છા થવાથી તે સરસ્વતિ કિનારાની પશ્ચિમે હાલ જ્યાં મોક્ષ પિંગળો છે ત્યાં આવ્યા, અને તેના સામા કિનારથી પ્રદક્ષિણા શરૂ કરવાનો નિશ્ચય કર્યો અને મહાન ઋષિ લોકો થકી અભિષેક કરી પછી નિકાળવાના હેતુથી તેઓને આમંત્રણ કરી બોલાવ્યા. મહાન ઋષિલોકો કે જેમણે સરસ્વતિ કિનારે ઘણા વરસ રહી, ઉગ્ર તપ કરી સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી, તેઓ બ્રહ્માનું આમંત્રણ સ્વિકારી ત્યાં પધાર્યા, અને તેમને બોલાવવાનું કારણ પૂછતાં બ્રહ્માએ પોતાનો વિચાર જણાવી પ્રદક્ષિણા નિર્વિઘ્ને પૂરી થવા માટે પોતાને આશીર્વાદ આપવા જણાવ્યું. બ્રહ્માજીનાં વચન સાંભળી, ઋષિ લોકોએ તેમને યથા વિધિ સ્નાન કરાવી આશીર્વાદ આપ્યો, આ વખતે જ્યાં બ્રહ્માને સ્નાન કરાવવામાં આવ્યું તે સ્થળે આપો આપ સ્વયંભુ પેદા થયા

અને બોલ્યા કે—" હે બ્રહ્મા તથા રૂષિ મુનિયો ! હું તમારા ઉપર પ્રસન્ન છું માટે તમારે જેની ઇચ્છા હોય તે માગો." આવાં સ્વાયંભુના વચન સાંભળી બ્રહ્મા તેમની વિધિ પૂર્વક પૂજા અર્ચા કરી વિનય પૂર્વક બોલ્યા કે—" હે જગત પાલક ! અમો તમારા દર્શન થકી કૃતાર્થ થઈ અમારૂં અહો ભાગ્ય માનીએ છીએ કારણ કે—અમો વરદાનને લાયક નહિ છતાં આપે અમારા ઉપર કૃપા કરી અમારા કલ્યાણાર્થે અમોને દર્શન દીધાં છે, માટે જો આપ અમારા ઉપર પ્રસન્ન થઇ વરદાન આપતા હો તો અમો એટલુંજ માગીએ છીએ કે—' આપ એક કલ્પ પર્યંત આ સ્થળે રહી અમોને કૃતાર્થ કરો. '

બ્રહ્માનાં આવાં વચન સાંભળી સ્વાયંભુએ કહ્યું કે–' હે બ્રહ્મા તમારી ભાવનાથી હું ઘણો પ્રસન્ન થયોછું, માટે હું તમારી માગણી પ્રમાણે આ સ્થળે એક કલ્પ સુધી સર્વ સિદ્ધ મુનિયો સહિત રહીશ. વળી તમારા સ્નાન થકી ઉત્પન્ન થયેલો આ બ્રહ્મકુંડ નામથી ઓળખાશે અને તેમાં કળિયુગના વિષે જે માણસો સ્નાન કરી મારી પૂજા કરશે, તે ઘણો પાપી હશે તો પણ પરમ ગતિને પામશે.' આ પ્રમાણે વરદાન આપી સ્વાયંભુ પોતે બ્રહ્માંડેશ્વર નામથી ત્યાં બિરાજ્યા. બાદ બ્રહ્માએ પોતાની પ્રદક્ષિણા શરૂ કરી અને રૂષિ ઘણો પોતાને આશ્રમે ગયા.

---

# વાલખીલેશ્વર ઉત્પત્તિ.

---

એક વખતે દક્ષ પ્રજા પતિએ મોટી સભા ભરી, જેમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, સઘળા દેવતાઓ અને રૂષિ મુનિયો પધાર્યાં હતા. જ્યારે દક્ષ પ્રજા પતિએ સભામાં પ્રવેશ કર્યો, ત્યારે બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર સિવાય સઘળા દેવોએ ઉભા થઇ વિનય પૂર્વક માન આપ્યું. મહેશ્વરે તેમને માન ન આપ્યું જેથી પોતાનું અપમાન થયું જાણી દક્ષે ક્રોધાયમાન થઇ તેમને ( મહેશ્વરનું ) અપમાન કર્યું. આથી મહેશ્વરાદિ ત્યાંથી ઉઠયા અને સભા વિસર્જન થઈ.

ત્યાર બાદ થોડે વખતે દક્ષે મહાયજ્ઞ કરવાની શરૂઆત કરી. આ વખતે દક્ષે પોતાની સતી પુત્રી કે જેને મહાદેવ સાથે પરણાવી હતી તેના સિવાય સઘળીને કંકોતરીઓ લખી તેડાવી. પોતાની બેનોને વિમાન માર્ગે પિતાને ઘેર જતી જોઇ આ સતીને પણ ત્યાં જવાનો વિચાર થયો, જેથી તેણે પોતાનો વિચાર મહેશ્વરને જણાવ્યો, મહેશ્વરે આમંત્રણ સિવાય જવાની મના કરી છતાં સતિ પોતાના ગણો સાથે પિતાને ઘેર ગયાં.

સતીને યજ્ઞ મંડપમાં આવેલાં જોઈ કોઇએ તેમને બોલાવ્યાં નહિ પણ ઉલટી શિવજીની નિંદા કરવા માંડી, આ સાંભળી સતી યજ્ઞમાં પડી બળી મુવાં, અને તેમની સાથે ગયેલા ગણોએ યજ્ઞ મંડપમાં આવેલા રૂષિ મુનિયોને મારી યજ્ઞનો ભંગ કર્યો, આ સઘળી બિના નારદે મહેશ્વરને કહી, અને દક્ષ બ્રહ્મા વિષ્ણું પાસે જઇ તેમને પ્રસન્ન કરી સાથે લઇ મહેશ્વરને ત્યાં ગયો. ત્યાં બ્રહ્મા વિષ્ણુએ મહેશ્વરની સ્તુતિ કરી કહ્યું કે–" હે રૂદ્ર ! તમે બાકી રહેલો યજ્ઞ પુરો કરો." આથી મહેશ્વરે તે યજ્ઞ પુરો કરાવ્યો, અને ઘણા રૂષિ મુનિયોને દાન આપ્યાં. તે દાન લઇ રૂષિ લોકો પૃથ્વી ઉપર જતા હતા, તેમને જોઇને ઇંદ્ર કે જે આકાશ માર્ગે વિમાનમાં બેશી જતો હતો તેને પોતાના વૈભવનો અહંકાર થયો અને મનમાં વિચાર્યું કે રૂષિ લોકો પગે ચાલે છે અને હું કેવો વૈભવીછું કે વિમાન માર્ગે જાઉંછું. પોતાના આત્મ જ્ઞાનથી રૂષિ લોકોને ઇંદ્રના ગર્વની ખબર પડી જેથી તેનું વિમાન ડોલ્યું, આ થકી ઇંદ્ર ભયભીત થયો અને નીચે આવી રૂષિ લોકોની વિનય પૂર્વક સ્તુતિ કરી પોતાના ગર્વની માફી માગી. ત્યારે રૂષિ લોકોએ તેને કહ્યું કે–" હે ઇંદ્ર ! તમો આ જગોએ સ્વાયંભુની સ્થાપના કરી તેમની સેવાપૂજા કરો એટલે તમો તમારા પાપથી મૂક્ત થશો અને તમારૂં વિમાન ચાલશે."

મહાદેવની સ્થાપના કરી અને રૂષિ લોકોએ

તેમની વિધિ પૂર્વક સેવા પૂજા કરાવીને તેને પાપ મુકત કરવા સ્તુતિ કરી. એટલે મહાદેવ પ્રસન્ન થઇ તેને પાપ મૂકત કર્યો. ત્યાર બાદ પોતે ત્યાં 'વાલખીલેશ્વર' નામ ધારણ કરી બિરાજ્યા.

---

## પરચુરણ માહિતી.

---

આગળ બતાવી ગયા તે સિવાય દેવોનાં ઘણાં સ્થાનો આ ક્ષેત્રમાં છે અને તેની પાડોશમાં આવેલાં છે. તેમનાં નામ અને જાણવાજોગ માહિતી અત્રે આપીશું.

---

## ભુતનાથ મહાદેવ.

---

આ મહાદેવની સ્થાપના શ્રીમંત ખંડેરાવ માહારાજાના વખતમાં થયેલી છે. આ જગ્યોએ પ્રથમ મુસલમાન લોકોની કબરો આવેલી હતી પણ તે કાઢી ત્યાં આ મહાદેવની સ્થાપના કરેલી છે. દંત કથા એવી છે કે ભુત વળગેલા માણસો જો સરસ્વતિમાં સ્નાન કરી આ મહાદેવની પૂજા કરેતો વળગેલાં ભૂત નાશી જાય છે.

---

## રાધાકૃષ્ણ.

---

રાધાકૃષ્ણનું મોટું મંદિર શ્રી રણછોડરાયની નજીકમાં આવેલું છે અને તે સિધ્ધપુર નિવાસી શા. દુર્લભ ખુશાલની સ્ત્રી સુળી બાઇએ બંધાવેલું છે અને તેની વ્યવસ્થા સારી રીતે ચાલે છે. આ બાઇએ સ્મશાનમાં એક ધર્મશાળા બંધાવેલી છે, તે સોનાપુર નામથી ઓળખાય છે.

---

ગામમાં જરેલના માઢમાં સિધ્ધનાથ મહાદેવ આવેલા છે. તે પોતે આપોઆપ પ્રગટ થયાનું જણાય છે.

સરસ્વતિ કિનારે સહસ્ત્ર કળા માતાનું દેવળ આવેલું છે. આ દેવી ઔદીચ સહસ્ત્ર બ્રાહ્મણોની કુળદેવી છે. તેનું સ્થાપન રૂદ્ર મહાલય વખતે જે બ્રાહ્મણો આવેલા હતા તેમણે કરેલું છે.

આ સિવાય બીજા દેવો છે. તેમ શહેરમાંથી બિંદુ સરોવર જતાં રસ્તામાં પ્રથમ જમણા સાથે મંબા દેવીનું મંદિર છે. આ દેવિની સ્થાપના સિધ્ધપુર નિવાસી એક બ્રાહ્મણ મુંબાઇ મંબાદેવીમાં રહેતો હતો. ને ત્યાં તે મમાદેવીના પ્રતાપથી ઘણા પૈસા પેદા કરી લાવવાથી માતાનુ નામ રાખવા પોતે મંદિર બંધાવી ત્યાં સ્થાપના કરેલી છે. ને તે સિવાય તેણે ધર્મશાળા પણ બંધાવેલી છે.

મંબાદેવીની સામે આનંદભોવન નામની ધર્મશાળા એક મુબાઇ નિવાસી શેઠ બંધાવી છે ને ત્યાં હંમેશ વીશ માણસને કાચું સીધું આપે છે

અંબાદેવીની હારમાં બિંદુ સરોવર જતાં લક્ષ્મીનારાયણનું મંદિર છે ત્યાંથી આગળ શ્રી દ્વારકાંધીશની જગ્યા છે ને ત્યાં યાત્રાળુ વગેરેને ઉતરવા સગવડ છે.

દ્વારકાંધીશના સામે સેવશાઇ ભગવાનનું મંદિર છે તેમજ રસ્તામાં શ્રી આચરાજીનું મંદિર ને ગોરવામી મહારાજની બેઠક છે. આ રસ્તે બગીચાઓને બંગલા પણ છે.

બિંદુ સરોવર નજીક દુધાધારીનુ મંદિર છે ત્યાંથી આગળ સિધ્ધનાથ મહાદેવને સિધ્ધકુપ તથા રામજી મંદિર છે.

આગળ જતાં ધનુર મહારાજની મોટી જગ્યા છે. ત્યાં મુસાફરને ઉતરવા સગવડ છે. આગળ કાલીનું મંદિર છે. તે સિવાય બીજાં નાનાં દેવળો છે. બાદ બિંદુ સરોવર આવે છે.

સરસ્વતિના સામે કિનારે અરવડેશ્વર, ચંપકેશ્વર, બ્રહ્માંડેશ્વર, વાલકેશ્વર, હીંગળારાજ માતા આત્માનંદ સરસ્વતિની ગુફા, ખડાલીયા હનુમાન, રાજભારથીની જગ્યા, નરસિંહ ટેકરી, દેથળીવાળાની જગા એ રીતે ઘણાં પુણ્યકારક દેવોનાં સ્થાનો છે.



વાંચો ! વાંચો ! ! વાંચો

દરેક સજ્જને ઘરમાં રાખવા લાયક.

# શ્રી દ્વારકાં બેટ દર્પણ.

અથવા

## યાત્રાળુનો સાથી.

આ પુસ્તકમાં દ્વારકાં અને બેટ યાત્રાએ જનાર ને ઉપયોગી તમામ રસ્તાઓની, રસ્તાઓમાં તથા આ પવિત્ર જોવાની જગ્યાઓની, કાબા (વાઘેરો) ની, દરેક દેવનાં તથા તેમની પૂજાઅર્ચા સંબંધીની, ધર્મશાળાઓની યાત્રાળુના કર સંબંધીની તથા ટુંકમાં કહીએ તો યાત્રાળુ ઘેરથી નીકળી યાત્રાએજઇ ઘેર આવતા સુધીની ઉપયોગી દરેક બાબતની માહિતી આપવામાં આવી છે, અને તે ઉપરાંત ' દ્વારકાં મહાત્મ ' કે જેને ઘેર રાખનાર સજ્જનનું શાસ્ત્રોમાં અહો ભાગ્ય કહેલું છે, આપેલું છે. કળીયુગમાં સાક્ષાત શ્રી કૃષ્ણ પરમાત્મા ક્યાં છે તે આ બનાવ આપે છે. ઉપરાંત યાત્રાળુને ઓછામાં ઓછો દશ રૂપિયાનો ફાયદો થાય છે. આ પુસ્તકનું કદ આઠ પેજી પૃષ્ટ ૨૦૦ નું છે. અને તે સોનાના અક્ષરવાળું પાકું પૂઠું છે.

પુસ્તકની કીમત રૂ. ૧-૦-૦ એક પોષ્ટેજ જુદું આ- આપી ચાર આનાવાળું સિદ્ધપુર મહાત્મ મંગાવનારને પોષ્ટેજ માફ

મુકામ—કલોલ. }

કર્તા.
ભાઇલાલભાઇ દયાળભાઇ.
આબકારી. સબ. ઇન્સ્પેકટર